ॐ

# શ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી

યાને

## શ્રી અમરલાલ પ્રાર્થના, શ્રી ઉડેરાલાલજીનો ઇતિહાસ.

(શ્રી ઇષ્ટદેવ રામચંદ્રજી, અગ્નિદેવ, વરૂણદેવ, સૂર્યદેવ, રન્નાદેવી (રાંદરદેવી) ગાયમાતા અને તુલસીજી ની સ્તુતિઓનો સંગ્રહ)

ગદ્ય પદ્યાત્મક ગુજરાતી ભાષામાં

છપાવી પ્રસિદ્ધ કરનાર.


ઠક્કર નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા.

શ્રી કચ્છ-ભુજ નગરવાળા.



પ્રથમાવૃતી — પ્રત ૧,૦૦૦.

વિક્રમ સંવત્‌ ૧૯૭૦ — સને ૧૯૧૪


ન્યોછાવર રૂ ૦-૮-૦

(કચ્છી કોરી ૨ બે)

ૐ

# શ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી

યાને

## શ્રી અમરલાલ પ્રાર્થના, શ્રી ઉડેરાલાલજીનો ઇતિહાસ.

( શ્રી ઇષ્ટદેવ રામચંદ્રજી, અગ્નિદેવે,' વરૂણદેવ, સૂર્યદેવ, રન્નાદેવી ( રાદરદેવી ) ગાયમાતા અને તુલસીજી એ સ્તુતિઓનો સંગ્રહ. )

ગદ્ય પદ્યાત્મક ગુજરાતી ભાષામાં.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા.

શ્રી કચ્છ-ભુજ નગરવાળા.


પ્રથમાવૃતી — પ્રત ૧,૦૦૦.

વિક્રમ સંવત્ ૧૯૭૦ સને ૧૯૧૪.

ન્યોછાવર રૂ. ૦-૮-૦

( કચ્છી કોરી ૨ બે )

આ પુસ્તક મુબઈ ન ૯૩, ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નૉર્થકોટ હિંદુ ઑર્ફનેજ
કે એન સેલર પ્રેસમા ઘોંડીબા નારાયણ વનારસે છાપ્યું છે
અને ઠક્કર નારાયણદાસ તુળસીદાસ જોબન પોત્રાએ
મુકામ કચ્છ-ભૂજનગર, નવી ઘોટાર પાસે પ્રસિદ્ધ કર્યું છે

# અર્પણ પત્રિકા.



મેહેરબાન રાવબહાદુર શેઠ કેશવજીભાઇ
નથુ સેલર, જે. પી.

નિવાસ—મુંબઇ બંદર.

આપ સુધારાના કામમાં અગ્રેસર રહી સદાકાળ દેશી જનોના
કલ્યાણ માટે કેળવણીની વૃદ્ધિ થવામાં ઉત્તેજન આપો
છો; દેશના લાયક ગ્રંથ કર્ત્તાઓની કદર બુઝી યોગ્ય
આશ્રય આપવાને ઘણા ઉત્સુક છો, તેમજ
બીજાં ઘણાં રૂડાં કાર્યોને લીધે નામદાર
સરકારમાં અને જ્ઞાતિબંધુઓમાં મહાન
સદ્ગુણોથી પ્રખ્યાત છો. તેથી
આપ નામદાર સાહેબનેજ
આ "શ્રી હરિયાલાલ
પ્રાર્થના તરંગિણી"
નામનું લઘુ પુ-
સ્તક અર્પણ
કરૂં છું.

લી૦ આભારી જ્ઞાતિબંધુ સેવક,

ઠક્કર નારાયણજી તુલસીદાસ જોબન પોત્રા.
"વિવાહ દર્પણ" આદિના પ્રકાશક

# પ્રસ્તાવના.

આ "શ્રી હરિયાલાલ પ્રાર્થના તરંગિણી" નામનુ ગદ્યાપદ્યાત્મક લઘુ પુસ્તક ગુજરાતી ભાષામા બહાર પાડવાનો મારો ઉદ્દેશ એવો છે કે;—શ્રી હરિયાલાલજીને હિંદુ, મુસલમાન, પારસી વિગેરે પ્રજાઓ અથવા જુદે જુદે રૂપે ઉપાસે છે. મહાત્મા શ્રી ભગવાન રામચંદ્રજીએ રઘુકુળમાં અવતાર લઇને શિષ્ટાચાર સમજી લંકા તરફ પધારતી વખતે સમુદ્ર કિનારે શ્રી વરૂણદેવની ત્રણ દિવસ સુધી ઉપાસના કરી હતી. હજી પણ દરેક શુભ પ્રસંગે કુંભ સ્થાપન આદિ ઉપચારોથી જલદેવની પૂજા કરવામા આવે છે.

શ્રી લવાણા જ્ઞાતિની ઉત્પત્તિ ભગવાન શ્રીરામચંદ્રજીના વડા પુત્ર લવથી થયાનું મનાય છે. અને અદ્યાપિ કેટલીક જગોએ રઘુવશી લવાણા કહેવાય છે. એટલે આપણા મૂળ પુરૂષ ઈષ્ટદેવ શ્રી રામચંદ્રજી ભગવાન, ગોત્ર સૂર્ય, સૂર્ય ગાયત્રી, ગોર સારસ્વત, દેવી રન્નાદે ( રાંદલ ) અને કુળદેવ શ્રી હરિયાલાલજી પરંપરાથી માનવામાં આવે છે. આજ પણ લવાણાની વસ્તીવાળા ગામોમાં શ્રી હરિયાસ્થાન ઘણે ભાગે હોય છે. અને ત્યા દરેક આસ્તિક લવાણા દર્શન કરવા જાય છે, અને ત્યા ભજન કીર્તન થાય છે, તથા લવાણાને માટે આશ્રમ સ્થાન તરીકે ગણાય છે.

કેટલાક લવાણા કુટુંબો ભિન્ન ભિન્ન પંથ પાળે છે. તો પણ ગમે તે પંથનો લવાણો શ્રી હરિયાલાલજીને પોતાના કુળદેવ તરીકે કબુલ રાખે છે.

હાલના જમાનામાં અનેક પંથો ઉત્પન્ન થઇ, મત મતાંતરો વધી પડયા છે અને ધર્મના ઝઘડાઓથી ઐકયતા ઘટતી જાય છે. માટે મારા સુજ્ઞ બંધુઓ ! તમને જે પંથ રૂચતો હોય તે પાળો. પણ પરંપરાથી ચાલતી આવેલી પોતાના કુળદેવ સંબંધની ક્રિયા અવશ્ય કરીને ઐતિહાસિક ચિન્હો જાળવી રાખવા આવશ્યક છે. તેમજ એવી ક્રિયાઓને માન્યતા તરફ પ્રેમબુદ્ધિ, શ્રદ્ધા ને ભકિતભાવ રાખવામાં શ્રેય છે, એમ સમજી યોગ્ય ભક્તિ અવશ્ય કરવી જોઇયે. કારણ કે;— પુત્ર પોતાના પિતાને, પત્નિ પોતાના પતિને, શિષ્ય પોતાના ગુરૂને

ઇશ્વરરૂપ માને છે, તેથી તેને ઇશ્વર ફળ આપે છે. અને ખરા ભાવથી કરેલી ભકિત કદિ નિષ્ફળ જતી નથી.

માટે આપણી જ્ઞાતિમાં જે પ્રથા પરાપૂર્વથી ચાલુ છે, તે શ્રદ્ધા-પૂર્વક પાળવાથી ધર્મની વૃદ્ધિ થઇ ઐકય થશે

પ્રાચીન ઇતિહાસ જોતાં આપણુને સ્પષ્ટ જણાય છે કે,–જે કોમો એકજ ધર્મ પાળનારી હતી તે મહાન પ્રજાઓ બની આખા જગત્‌માં પોતાનો જયધ્વજ ફરકાવતી હતી. અને જ્યારે આપણા ભરતખંડમાં ધર્મનુ ઐકય હતું, ત્યારે આપણા આર્ય વડીલોએ પણ આખી પૃથ્વીમાં પોતાની કીર્ત્તિ પ્રસરાવી હતી. દુર્ભાગ્યે હિંદમાં અધર્મનો પ્રવેશ થઇ, જૂદા જૂદા ધર્મો દાખલ થવાથી તથા તેના યોગે ધર્મના ઝઘડા વૃદ્ધિ પામવાથી આખી હિંદુ પ્રજામાં તો શું ! પણ કોઇપણ એક જ્ઞાતિમા ઐકય જવલેજ જોવામા આવે છે. અને તેના કટુ ફળ આપણે ચાખીએ છીએ. આજ પણ જે જ્ઞાતિ એક ધર્મ પાળનારી અને એક દેવને ઉપાસનારી છે, તેમાં સંપ વિશેષ હોઇ ઉચ્ચપદ ભોગવતી આપણે જોઇયે છીયે.

વળી, હાલ હિંદને સુભાગ્યે વિદેશી પ્રજાઓને ઐકયનાં ફળો ભોગવતી જોઈ, આપણા લોકોમા પણ દરેક જ્ઞાતિમા કોન્ફરન્સો મળતી રહી પોતાની સ્થિતિ સુધારવા માટે પ્રયાસો ચલાવે છે તેમાં પણ મુખ્ય હેતુ ઐકય વધારવાનો છે એ રૂડો હેતુ બર લાવવા ગુણાનુરાગી ને સારગ્રાહી થવુ અને એક બીજાના લાભ સાચવવા તરફ દૃષ્ટિ રાખી ઐકય કરવા તરફ આપણું સુકાન રાખવા લક્ષમાં રાખવાની જરૂર છે

ગોસ્વામિ શ્રી તુલસીદાસજી મહાત્માએ **શ્રી રામકથામાં** કહ્યું છે કે,–

"જહા સંપ ત્હા સંપત્તિ નાના"

"જહા કુસંપ ત્હાં વિપત્તિ નિદાના."

માટે માયાળુ અંગ્રેજ સરકારના સુખશાંતિવાળા રાજ્યમાં દરેક પોતપોતાનો ધર્મ બીન હરકતે પાળી શકે છે. અને દરેક ઠેકાણે ભ્રાતૃભાવ વધારવાનો વખત ચાલે છે. તે પ્રસંગે આપણે પણ આપણા કુટુંબ, જ્ઞાતિબંધુઓ વિગેરે તરફની ખરી ફરજ શુ છે? અને જ્ઞાતિમાં ઐકયની વૃદ્ધિ થવા પરાપૂર્વથી આપણા કુળદેવ ગણાતા **શ્રી દરિયા-લાલજી**ની ઉપાસના કરવીજ જોઇએ–એવી મારી નમ્ર વિનતી છે.

આ લઘુ ગ્રંથ મેં "જન્મસાખી અમરલાલની" જે સિંધી ભાષામાં છે તે તથા હિંદી આદિ ગ્રંથોપરથી શુદ્ધ ગુજરાતીમા લખેલ છે, અને બીજી કેટલીક નવીન સ્તુતિઓ બનાવીને મેં મારા પરમસ્નેહી રા. રા. બારોટ હમીરદાન પચાણજી, શ્રી કચ્છભુજ વૃજભાષા પાઠશાળાના શિક્ષકને બતાવીને તેમની સુચના તથા મે રા રા વિસનજીભાઇ રાઘવજીભાઇ જોશી શ્રી ઘોડાર સુ. સાહેબ, મે રા રા. વાલજીભાઇ માવજી બાગ સુ. અને ફોટોગ્રાફર સાહેબ, મે. રા. રા. શેઠ ગોવિંદજીભાઇ રામજી અને મે. રા. રા નારાણજીભાઈ અમરસિંહ શાહ, વઢવાણ શહેરવાળા વિગેરે ઇષ્ટમિત્રોની સલાહ અનુસાર શ્રી કુળદેવના માહાત્મ્યથી કરીને અખો ( અક્ષત=ચોખા ) શ્રી દરિયાલાલજીને ચડાવવાના મંત્ર સૂધી ૨૪ બાબતો તેમા ૧૦ તરંગ અને બીજી પ્રાર્થનાઓ પદ્યમાં જૂદા જૂદા રાગમા દાખલ કરેલ છે

આ ગ્રંથ છપાવતી વખતે મને નામદાર મે. રા. રા રાવબહાદુર શેઠ કેશવજીભાઇ નથુ સેલર જે પી તરફથી તમામ ખર્ચથી કંપોઝ, છપામણી, કાગળ વિગેરેની મદદ મળી છે. જેથી આવા ઉદાર આશ્રયદાતાનો હું મારા ખરા અંતઃકરણથી મ્હોટો આભાર માનુ છું.

અને અગાઉથી જે જે સદ્‌ગૃહસ્થો ગ્રાહકો થઇ આશ્રય આપનારાઓનો પણ આભારી છુ

છેલ્લે મારી સુજ્ઞ સદ્‌ગૃહસ્થો પ્રત્યે નમ્ર વિનતી એ છે કે,–આ ગ્રંથમાં જે કંઇ ભૂલચૂક માલુમ પડે તે વિષે નીરખીર ન્યાયવત્ સાર ગ્રહણ કરી લેશો. અને મને યોગ્ય સૂચના જે જે સદ્‌ગૃહસ્થો કરશે તે ઉપકારની સાથે ઇશ્વર ઇચ્છાથી બીજી આવૃત્તિમા સુધારા વધારાથી છપાવવામા આવશે. અસ્તુ

શ્રી કચ્છભુજ નગર
વિક્રમ સં ૧૯૬૮
સને ૧૯૧૨.

પ્રસિદ્ધ કર્ત્તા,
ઠક્કર નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા.
ઠેકાણું—નવી ઘોડાર પાસે.

# રાવ બહાદુર શેઠ કેશવજી નથુ સેલર જે. પી.

# ના પરમાર્થીક જીવનની સંક્ષિપ્ત નોંધ.

લુહાણા કોમના અગ્રેસર અને મુંબઇના એક જાણીતા તથા જાહેર જુસ્સો ધરાવનારા શહેરી તરીકે રા૦ બા૦ કેશવજી નથુ સેલરે મોટી ખ્યાતિ મેળવી છે. કોમના તથા સાર્વજનિક ભલાંને લગતી દરેક હિલચાલમા તેઓ આજ વર્ષો થયા અતિ ઉત્સાહ અને ઉલટભર્યો ભાગ લેતા આવ્યા છે, એટલુંજ નહીં પણ તન, મન તથા ધનના ભોગે જાહેર પ્રજાની કીમતી સેવા બજાવતા આવ્યા છે. અનેક જાહેર ધર્મખાતાઓના ટ્રસ્ટી તરીકે, ગરીબોના હિતાર્થી તરીકે, પ્રજાના એક ખેરખાહ તરીકે અને કોમ તથા દેશની દાઝ ધરાવી ખરા અંતઃકરણથી દેશસેવા બજાવનારા એક પરમાર્થી ગૃહસ્થ તરીકે રા૦ બા૦ કેશવજી આજે મુંબઈની પ્રજાનું ભારે ધ્યાન ખેંચી રહેલા છે એમનુ જીવન એક કર્તવ્યવીરને શોભે એવુ છે.

મજકુર શેઠે પોતાની નાની ઉમરથીજ પરમાર્થ કામ કરવાનુ શરૂ કર્યું છે કે જેની તમામ નોધ લેવા જતા કેટલાક પાનાઓના પાના ભરાય માટે ટુંકામા તેમના કેટલાક પરમાર્થીક કામોની આ વખતે નોધ લેવામા આવી છે

મજકુર શેઠે પોતાની નાની વયથી જ્ઞાતિબંધુઓ તરફ સારી લાગણી રાખીને જ્ઞાતીસેવાના કામમા પોતાનો ખરો વખત આપવા લાગ્યા કે જેના પરીણામે તેઓ પોતાની ૩૦) વરસની ઉમ્મરની અંદર જ્ઞાતીના અગ્રેસર થયા અને ત્યારબાદ કેટલાક વરસો સુધી મજકુર શેઠે જ્ઞાતીની એવી સેવા અનેક રીતે બજાવી છે અને હજી પણ તેવીજ લાગણીથી જ્ઞાતી કામમા મદદગાર છે મુંબઈ ખાતે ભરાયલી પહેલી લુહાણા કોન્ફરન્સમા તેઓએ ઉલટભર્યો ભાગ લીધો હતો અને નાણાની સારી રકમ ભરી આપી હતી. મજકુર શેઠની

જ્ઞાતી સેવામાંથી તેઓએ સાર્વજનીક કામમાં મદદ કરતા ગયા કે જેના પરીણામે તેઓ ગવર્નમેન્ટ ખાતાઓમાં એક સદ્‌ગૃહસ્થ અને આગેવાન ગૃહસ્થનું માન મેલવતા ગયા અને મુંબઈની નામદાર સરકારે પણ તેઓના કામોની કદર કરીને તેમને સરકાર તરફથી 'જસ્ટીસ ઑફ ધી પીસ' અને 'રાવ બહાદુર'ના ટાઇટલો બક્ષવામા આવ્યા છે.

મજકુર શેઠે અનેક સરકારી કામોમા સરકારને જાહેર ખાતાઓના કામમાં જાહેર પ્રજાને, પોલીસ અમલદારને જાહેર સુલેહ રાખવામા અને દેશઉન્નતિમા જે જે કામો કર્યાં છે તેના વાસ્તે જેટલું લખીએ તેટલું થોડુ છે.

પ્લેગની શરૂઆતમા મજકુર શેઠે પ્રજાના સુખના વાસ્તે પોતાનો કિમતી વખત ગુમાવીને જે મહેનત કરી છે તેમના વાસ્તે તેમને મોટો ધન્યવાદ ઘટે છે.

રાવબહાદુર કેશવજીએ મુબઇમા કેટલાક મદીરો કે જેની વ્યવસ્થા હતીજ નહી તેવા મદીરોને પણ વ્યવસ્થાથી લગાડયા છે, જેવા કે શ્રી ધાકલેશ્વરના મંદીર વગેરે

મજકુર શેઠે સંવત ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે અનાથાશ્રમ કરી અનેક ગરીબો અને નિરાધારોને સહાયતા કરી હતી અને દુષ્કાળના અંતમાં જયારે ગરીબોને પોતાના વતનમાં પાછા જવાની ઇચ્છા હતી અને જેમની પાસે જવાના સાધનો ન હોતા એવા હજારો ગરીબોને ન્યાત જાતના ભેદ વગર કાઠિયાવાડ વિગેરે પ્રાતોમા રવાના કર્યા હતા આ વખતે શેઠ શ્રી માત્ર ધન આપી બેસી રહેતા નહોતા પણ જાતે મહેનત કરી તેમને મોકલવા વિગેરેની મહેનત કરતા હતા.

મુબઇની લેડી નોર્થકોટ હિંદુ ઑર્ફનેજ જેના નામથી વાંચનાર વર્ગ ભાગ્યેજ અજાણયો હશે તે ઓર્ફનેજને માટે એમણે જે મહેનત કરી છે તેની વિગતવાર હકીકત લખીયે તો બહુજ લંબાણ થઇ જાય તેમ છે એઓશ્રી. મજકુર ઑર્ફનેજના ટ્રસ્ટી છે. તથા એ સંસ્થાને એક સારા છાપખાનાના સાધનોની ભેટ કરી છે, જયાં એ સસ્થાના બાળકો કામ શીખે છે. એ છાપખાનાને એમના નામની સાથે જોડી દઇ શેઠ કેશવજી નથુ સેલર પ્રીંટીંગ પ્રેસ કહેવામાં આવે છે.

પોતાની જન્મભૂમી કચ્છ મુદ્રામા હીન્દુ સ્મશાન ભૂમિ બંધાવવામાં આવી છે. તથા શેઠ રણસીભાઈ દેવરાજ શાળા સ્થાપવામા પણ એમણે તન, મન અને ધનનો ભોગ આપ્યો હતો.

ગત ૧૯૬૮ના અસહ્ય અને ભયંકર દુષ્કાળમા એમણે જાતે કચ્છ પ્રાન્તની મુલાકાત લીધી હતી અનેક શહેરો તથા ગામડાઓમા પ્રવાસ કર્યો હતો ભુજમા આવી, આપણી જ્ઞાતિના ગરીબ ભાઈઓ તેમજ બાઈઓની તપાસ કરાવી હતી તથા તેમને મદદ કરી હતી. મુદ્રામા પણ ન્યાત જાતના ભેદ વગર એમણે અનેક ગરીબોને સહાયતા કરી હતી

મુંબઈ શહેરમા અગાઉ થયેલા રમખાણો વેળાએ તેઓએ સુલેહ જાળવવામાં કિંમતી હિસ્સો આપ્યો હતો અને મુંબઈની પોલીસને મોટી મદદ કરી હતી સાધુઓ, હાજીઓ અને સંકટમા આવી પડેલાઓ જેવો મુંબઈમા આવી પહુંચે, તેઓને રા૦ બા૦ કેશવજી હંમેશા દિલસોજ મદદ કરતા આવ્યા છે મર્હુમ શેઠ પારપીયા પ્રધાનની મિલ્કતોના ટ્રસ્ટી તરીકે, તેઓ એ મિલ્કતોનો ફતેહમંદ વહિવટ ચલાવે છે, એટલુજ નહીં પણ શેઠ પારપીયા પ્રધાનના સખાવતીખાતા, જેવા કે સદાવ્રતો, અન્નક્ષેત્ર વગેરેની વ્યવસ્થા રૂડી રીતે કરે છે સેંકડો સાધુઓ, ભગત, ભીખારીઓ અને ગરીબો, રા૦ બા૦ કેશવજીના હાથે અન્નદાન મેળવી એ શેઠને ખરા અંતઃકરણની આશિષ આપે છે

એમણે એ સિવાય અનેક ગુપ્ત પરમાર્થિક કાર્યો કર્યા છે. અને હમણા પણ તેમનુ જીવન કેવળ પરમાર્થમાજ વ્યતીત થાય છે એમ કહીએ તો તેમા જરા પણ અતિશયોકિત નથી પ્રભુ એવા પરમાર્થ વીરપુરૂષને દિર્ઘાયુષ્ય બક્ષો અને અનેક શુભ કાર્યો કરવાની ત્હેમનામા શકિત અર્પો, જેથી તેમની કીર્તિ–આપણી લોહાણા જ્ઞાતીને પણ કીર્તિવંત કરે, એવી તે પરમાત્મા પાસે પ્રાર્થના કરી આ ટુંક નોંધ સમાપ્ત કરવી એજ આપણુ કર્તવ્ય છે.

॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

# સર્ટીફીકેટ.

આ સર્ટીફીકેટ આપતાં મને આનંદ થાય છે કે મારા મિત્ર મી. નારણજી તુળશીદાસ જોબનપુત્ર " શ્રી હરિયાલાલ પ્રાર્થના તરંગિણી " નામનું પુસ્તક તરતમાં બહાર પાડવાના છે

આ પુસ્તકની લિખિત પ્રત તેઓએ મને વાંચી સંભળાવી છે, અને તેમના આ પ્રયાસને હુ અંતઃકરણથી ધન્યવાદ આપુ છું

પુસ્તકને દરેક હિંદુ તેમજ પારસી ભાઇઓ પોતાની લાયબ્રેરીમા રાખે એવું હું ઇચ્છુ છુ

મી. જોબનપુત્રાનો આ કાંઇ પહેલ વહેલો પ્રયાસ નથી. તેઓએ આગળ એક પુસ્તક લખી લોહાણા તથા સારસ્વત ભાઇઓને એક લાંબા સમયની ખોટ પુરી પાડી છે.

ઉપલા પુસ્તકથી પણ કેટલીક જૂની તવારીખ પર અજવાળું પડશે.

મી નારણજીએ પોતાનું આ વ્યસન ચાલુ રાખી બીજાઓને તેવે સુમાર્ગે સંચરવા એક શુભ દૃષ્ટાંત આપ્યું છે

સદર બજાર ભુજ તારીખ ૪ થી ડીસેમ્બર ૧૯૧૦—માગશર સુદ ૩ રવેઉ સંવત ૧૯૬૭

ગોવિંદજી રામજી શેઠ માસ્તર,
હેડ માસ્તર, કેનટોનમેન્ટ કોરોનેશન સ્કુલ.

---

મે૦ રા. રા **વસનજીભાઇ વિ. રાઘવજીભાઇ જોશી,** શ્રી ઘોડાર સુપ્રીન્ટેન્ડેન્ટ અને યશવંત જીવન ચરિત્ર આદિ ગ્રંથોના પ્રસિદ્ધ કર્તા સાહેબનો અભિપ્રાય.

**શ્રી દરીઆલાલ પ્રાર્થના તરંગિણી** એ નામના પુસ્તકના પ્રકાશક કચ્છ ભુજ નિવાસી **ઠા. નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા** છે. સદરહુ પુસ્તક આદ્યંત અમે વાચી જોયું છે. **દરીઆલાલ** એ વરૂણદેવનો અવતાર છે અને લોહાણાના તે કુળદેવ છે. સિંધમાં

જીંદપીર, ઉડેરાલાલ એ નામથી તેઓ પ્રગટ થયા. મરખશાહ બાદશાહને પરચા આપ્યા અને લોહાણાઓને જ્યોતિઃ સ્વરૂપની ઉપાસના કરવા તથા સ પ રાખવાનો ઉપદેશ કર્યો. એ વિગેરે બાબતનું ચરિત્રના આકારમાં પ્રકાશક તરફથી વર્ણન કરવામાં આવ્યું છે લોહાણાના કુળદેવ તરીકે તેમને દરેકને આ પુસ્તક પાસે રાખવા લાયક છે એટલુંજ નહિ પણ જ્યોતિઃ સ્વરૂપની ઉપાસના એ બ્રાહ્મણ, ક્ષત્રી તથા વૈશ્ય એ ત્રણને ઉપાસ્ય છે, તેમજ પારસી કોમની તો અગ્નિ અને વરૂણ એ પ્રત્યક્ષ રીતે ઉપાસનાજ છે. માટે એ દરેક કોમના માણસને આ પુસ્તક પાસે રાખવા લાયક છે, એમ કહેવાને અત્યુકિત નથી પુસ્તકની ભાષા સરલ અને સારી શૈલીમા છે. પુસ્તક રોયલ સોળ પેજી આશરે ૬-૭ ફારમનું છે અને કીંમત રૂા. ૦-૮-૦ (કચ્છી કોરી ૨ બે છે.) સંવત ૧૯૬૯ ના બીજા અશાડ શુદ ૧૦ ભોમે.

મુ૦ ભુજનગર. (સહી) વશનજી વિ. રાઘવજી જોશી.

# અનુક્રમણિકા.




| ક્રમ. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | શ્રી કુળદેવના મહાત્મ્ય અને ઉપાસના વીષે ... | ૧ |
| ૨ | શ્રી અમરલાલની પ્રાર્થના ... ... | ૭ |
| | **તરંગ ૧ પહેલો.** | |
| ૩ | મરખ બાદશાહે તેના વઝીર સાથે કરેલો નિશ્ચય અને હિંદુઓએ શ્રી દરિયાલાલજીની કરેલી પ્રાર્થના ... | ૧૧ |
| | **તરંગ ૨ બીજો.** | |
| ૪ | શ્રી ઉડેરાલાલે આહે વઝીરને પરચા બતાવ્યા તે વિષે. ... | ૧૪ |
| | **તરંગ ૩ ત્રીજો** | |
| ૫ | શ્રી ઉડેરાલાલે બાદશાહુને ધર્મ સંબંધી કરેલો ઉપદેશ અને પરચા બતાવ્યા તે વિષે ... | ૧૭ |
| | **તરંગ ૪ ચોથો** | |
| ૬ | શ્રી ઉડેરાલાલનો વિદ્યાભ્યાસ, માતુશ્રીજીને બતાવેલા પરચા. અને ગુરૂ ગૌરખનાથજી પાસેથી લીધેલી દીક્ષા ... | ૨૭ |
| | **તરંગ ૫ પાંચમો.** | |
| ૭ | શ્રી ઉડેરાલાલે પોતાના બે ભાઇઓને કરેલી આજ્ઞા અને પગર સંતને પરમ જ્યોતિઃ સ્વરૂપના દર્શન કરાવ્યા તે વિષે. | ૨૯ |
| | **તરંગ ૬ છઠો** | |
| ૮ | શ્રી અમરલાલે પહ્નાર સંતને અમૂલ્ય સાત વસ્તુઓ આપી, તેનાં ગુણોનું વર્ણન તથા શ્રી ઉડેરાલાલે દરિયાસ્થાન કરીને લોકોને ઉપદેશ કર્યો તે વિષે | ૩૨ |
| | **તરંગ ૭ સાતમો** | |
| ૯ | પગર સંતની પ્રભુતાઇ જોઇને સોમા તથા ભેડાને થયેલો પસ્તાવો, અને તેમની શ્રી ઉડેરાલાલે સમજુતી કરાવી તે વિષે | ૩૮ |

તરંગ ૮ આઠમો.

૧૦ પંગર સંતે બીજી સ્ત્રી કરી તે બાબત લાલજીની આજ્ઞા, શ્રી લાલજીનુ જ્હેજા જમીન તરફ પધારવું. અને ત્યાં એક ખેડુત તથા સ્ત્રીને ન્યાલ કરવા વિષે... .. ૪૦

તરંગ ૯ નવમો

૧૧ શ્રી ઉડેરાલાલનો મેળો, પંગર સંત અમરધામ ગયો અને તેમની બુદ્ધિ સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ વિષે ... ... ૪૩

તરંગ ૧૦ દશમો.

૧૨ શ્રી ઉડેરાલાલે સેવકોની પીડા હરવા માટે સિંધમાં સખર બખર પાસે ફરી પ્રગટ થઇને લોકોને આજ્ઞા કરી અને એક સોદાગરના કુટુંબને સંકટમાથી મુકત કરીને ઘણા લોકોને પરચા બતાવ્યા તે વિષે ... ... .. .. ૪૬

જ્ઞાન તરંગ ૧૧ અગિયારમો.

૧૩ જનક રાજા યાજ્ઞ વલ્કય મુનિ સંવાદ અનુસાર જ્યોતિઃ દર્શન નિરૂપણ .. ... . ૫૩
૧૪ શ્રી અમરલાલના મહિમા વિષે ... ... ૬૨
૧૫ શ્રી દરિયાલાલજીની પ્રાર્થનાઓ ૧ થી ૫ સૂધી. ૧–૨ આરતિઓ. ૩–૪ પ્રાતઃ અને સાયંકાળે. ૫ શ્રી દરિયાલાલની કાફી કચ્છી ભાષામાં ... . ૬૪ થી ૭૦
૧૬ મનને ઉપદેશ વિષે કચ્છી ભાષામા ૭૦ – ૭૧
૧૭ શ્રી દરિયાલાલજીને અખો–(અક્ષત–ચોખા) ચડાવવાનો મંત્ર ૭૧

શ્રી દરિયાલાલજીની પ્રાર્થનાઓ સમાપ્ત.

૧૮ શ્રી ઇષ્ટદેવ રામચદ્રજીની સ્તુતિ ... ... ૭૧
૧૯ શ્રી અગ્નિદેવની સ્તુતિ ... . ૭૩
૨૦ શ્રી વરુણદેવની સ્તુતિ ... ... ... ૭૩
૨૧ શ્રી સૂર્યદેવની સ્તુતિ ... . .. ૭૪
૨૨ શ્રી રન્નાદેવીની સ્તુતિઓ ૧ થી ૧૧ સૂધી . ૭૫–૭૯
૨૩ શ્રી ગાય માતાની સ્તુતિ ... ... ... ... ૮૦
૨૪ શ્રી તુલસીજીની સ્તુતિ ... . ... ૮૦


ઇતિ શ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી સમાપ્ત.

શ્રી ગણેશાયનમ



# શ્રી કુળદેવના માહાત્મ્ય અને ઉપાસના વિષે.

સર્વ મનુષ્ય પોતાના ઇષ્ટ દેવની ભકિત કલ્યાણને માટે કરે છે. પરંતુ તે ભકિત કરવા યોગ્ય દેવનું જ્ઞાન અવશ્ય થવું જોઈએ.

આ અસાર સંસારમાં પૂર્વ કર્માનુસાર જીવ અવતાર ધારણ. કરે છે. તે અવતારો પૈકી મનુષ્ય અવતાર શ્રેષ્ટ છે. કેમકે ૮૪ લક્ષ અવતારોમાંથી માત્ર મનુષ્ય અવતારથીજ આ દુનિયારૂપી દુસ્તર સંસાર સમુદ્ર તરી શકાય છે. માટે આપણા ઇષ્ટ દેવનું ભજન કરવુ જોઇએ. ઈષ્ટ દેવની ભકિત ઉત્તમ ભાવથી કરવી એ મનુષ્ય માત્રનું કર્ત્તવ્ય છે. અને તેમાં પણ મુખ્યત્વે ભકિતથી પ્રથમ ભાવ હોવો જોઈએ. કેમકે, ભાવ વિના ભકિત નકામી છે. અને તે ભાવ દેવનું માહાત્મ્ય જાણ્યાથી થાય છે. અને શ્રદ્ધા વિના ફળની પ્રાપ્તી પણ થતી નથી.

વળી, પોતાના ઈષ્ટ દેવની ઉપાસના કરવી તે કેવળ બતાવવા માટેજ કરવી નહિ; પણ અનન્ય શ્રદ્ધા ભાવથી કરવી જોઇએ. પોતાના ઉપાસ્ય દેવ અને બીજા દેવ એકજ સ્વરૂપ છે; એમ માનવું. પણ તેમનામાં ભિન્નતા માનવી નહિ. ગમે તે

મંદિરમાં ગમે તે દેવનાં દર્શન કરવા જઈયે, તો પણ પોતાનાજ ઇષ્ટ દેવનું તે સ્વરૂપ છે. અને તેનુંજ સ્મરણ કરીને નમન કરવું.

વળી, પોતાનો ઈષ્ટ દેવ સાચો અને બીજાનો ઇષ્ટ ખોટો, એમ ભાવના રાખનાર માણસ સ્વધર્મથી પતિત અને નર્ક ગામી થાય છે. માટે તેવી ભાવના રાખવી નહિં.

ઉપાસનાની પરિપકવ અવસ્થા કયારે જાણવી? કે જ્યારે જાગતાં, ઉઠતાં, બેસતાં, હરતાં ફરતાં આ આખો દિવસ વ્યાવહારિક કામમાં વર્તતાં છતાં પણ પોતાના ઇષ્ટ દેવનુજ સ્મરણ અથવા ધ્યાન થયાં કરે, વિચારો સ્ફુરે તો તે પણ ઈષ્ટ દેવ સંબધી સ્ફુરે. વળી, સ્વપ્ન અવસ્થામાં પણ ઇષ્ટ દેવ વિના બીજી કોઇ વસ્તુનું ભાન થાય નહિ. તેમજ મને, વચને અને કર્મે પારકાનું દ્રોહ કે અનિષ્ટ કરવા સંબંધી ચિંત્તવન થાય નહિ.

જયારે ઉપર લખ્યા પ્રમાણે ઉપાસકની અવસ્થા થાય, ત્યારે ઉપાસનાની પરિપકવ અવસ્થા થઈ એમ સમજવું અને તેવી અવસ્થા વાળાને ઇષ્ટ દેવ સ્મરણ માત્રથીજ સહાય થાય છે. તેમજ ઉપાસકના દરેક વ્યવહારમાં ખામી આવતી નથી, તેનું માન ખંડન થતું નથી, અને અણીના વખતે તેની સહાયતા કરે છે. વળી, લોકો પણ જાણે છે કે, ફલાણો ઇષ્ટ પ્રતાપી છે, એવી રીતે વર્તનારો ઉપાસક અતે પરમપદ અથવા મુકિતને પામે છે.

હવે, કેવા સાધન સપન્ન ઉપાસકને ઇષ્ટદેવ પ્રસન્ન થાયછે? તે જાણવું જોઇયે. ચાર વેદ ભણી મોટો વિદ્વાન થવામાં ઈષ્ટ પ્રસન્ન થાયછે? કે સંસ્કૃત શ્લોક ભણવાથી પ્રસન્ન થાયછે? કે સારાં લુગડાં પહેરી, મોટી મોટી વાતો કરીને તડાકા મારવાથી પ્રસન્ન થાયછે? કે સ્નાન, સંધ્યા, ઉપાસના આદિ કર્મોનો ડોળ કરવાથી

પ્રસન્ન થાયછે? કે મોટાં મોટાં ટીલાં તાણવાથી ઈષ્ટ પ્રસન્ન થાયછે? કે વ્યવહારમાં બરોબર વરતીને અનેક ખટપટો કરવાથી પ્રસન્ન થાય છે? કે શી રીતે ઈષ્ટ પ્રસન્ન થાયછે? ભાઈઓ! એમ કરવાથી તો ઈષ્ટની પ્રસન્નતા થતી નથી. પણ ઇષ્ટદેવને માત્ર એકજ અનન્ય શ્રદ્ધા ભાવનાની જરૂર છે. તેની સાથે વિદ્વતા હોય તો અતિ શ્રેષ્ટ છે. પણ કેવળ વાક્ચાતુરી અને વાણી વિલાસજ હોય; અને શ્રધા ભાવ ન હોય તો વિદ્વતા કાંઈ પણ કામની નથી. શુદ્ધ એકાગ્ર ભાવ અને સ્વરૂપને ઓળખવાના સંબંધમાં પણ ભકત નરસિંહ મેતાએ કહ્યું છે કે:—

શું થયું ધર્મને ધ્યાન કીધા થકી,
શું થયું વૃત્તને દાન કીધે;
શું થયું અંગને ભસ્મ ચોળ્યા થકી,
શું થયું માળ જપી નામ લીધે.

હવે, આપણા ઇષ્ટ દેવની ભકિત કરવામાં શ્રદ્ધા ભાવનાની મુખ્ય જરૂર છે. પણ એ શી વસ્તુ છે? તે આપણે જાણતા ન હોઇયે. તો ભાવ થાયજ કયાંથી? કહ્યું છે કે:—**"પ્રથમ ગ્રામ જોનાહીં, તો સીમ કહાંસુ હોય."**

વળી, એ દેવ શબ્દ અનેક અર્થ વાચક છે. જેમ કે: અદ્વૈતની અપેક્ષાથી સર્વ વેદ સિદ્ધાંતે કરી અખંડ વ્યાપક સ્વ-પ્રકાશ પરાત્પર અનેક નામ સંયુકત જે બ્રહ્મ છે, તે પણ દેવ કહેવાય છે.

વળી, જગતની ઉત્પતિ, સ્થિતિ અને લયાર્થે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એમ ત્રણ દેવ કહેવાય છે. અને દરેક ધર્મની અપેક્ષાથી તે તે ધર્મા અધિષ્ટાના દેવ કહેછે. જેમકે; રામાનુજ

સંપ્રદાયના શ્રી રામદેવ, વલ્લભીઓના શ્રી કૃષ્ણ, શૈવીના શિવ અને જૈનના જીન દેવ, તેમજ દેવી શકિત, અથવા માતા એમ દેવ માને છે. એટલુજ નહીં પણ બીજા ધર્મીઓ પણ દેવ માનેછે. અને અદ્યાપિ લગી માનતા આવેલા છે.

વળી, વર્ણ અને જ્ઞાતિની અપેક્ષાથી તે તે વર્ણ અથવા જ્ઞાતિના પૂર્વજ વૃદ્ધોએ કરી સર્વોત્તમ કારણ યુકત માન્ય કરેલા અધિષ્ટાતા વિશેષે તેને પણ દેવ કહેછે. અને તેની કુળદેવ એવી સંજ્ઞા કહેછે. કેમકેઃ—વરુણ તે જલના અધિષ્ટાતા (પશ્ચીમ દીગ્‌-પાળ) તે સૂર્ય અને ચદ્રવંશી આદિ ક્ષત્રિઓને માન્ય છે. તેમાં પણ સૂર્યવંશી વિશેષે માનેછે. કારણ કે—પોતાના કુળદેવ-કુળગુરૂ શ્રેષ્ટ છે. માટે પ્રથમ તેમનુંજ સ્તવન કરવું જોઇએ. કહ્યું છે કેઃ—

## દોહા.

ગુરૂ ગોવિંદ દોનું ખડે, કીસકું લાગું પાય;
બલિહારી ગુરૂ દેવકી, ગોવિંદ દિયા બતાય ?

વળી, દુનિયાનો પણ રિવાજ એ છે કે;—ગુરૂ એટલે મોટા જેમ કે;- **માતા, પિતા, આચાર્ય** ઇત્યાદિની સેવા નહિ કરનારની ઇશ્વર સેવા તિર્થયાત્રા સફળ થતી નથી. તેમજ પત્ની પોતાના પતિની સેવા યાને આજ્ઞા શિવાય જે કાંઈ કરે છે, તે વ્યર્થ જાય છે. માટે તેમનો તો પતિ એજ દેવ છે. તેમજ દરેક જ્ઞાતિએ પણ પોતાના કુળદેવની સેવા કરવી એજ મુખ્ય સેવા છે. માટે આ શ્રી દરિયાલાલજી અને શ્રી વરુણ દેવ જે "શ્રી ઉડેરાલાલે" સિંધમાં નશરતપુરમાં રત્નરાય લવાણા ક્ષત્રિયને ઘેર સવત ૧૦૦૭ માં તેની શ્રી દેવકીજીને

ઉદરથી પુત્ર રૂપે ચૈત્ર શુદ ૨ શુક્રવારે અવતાર ધારણ કરી; સિંધમાં હિંદુઓ ઉપર પડતા અનેક સંકટો દૂર કરી; હિંદુ ધર્મ કાયમ રાખ્યો છે. તેમજ તેમણે એકજ **પરમાત્મા જ્યોતિઃ સ્વરૂપને** માનવા ઉપદેશ કરેલ છે. વિગેરે કથા ૧૧ અગિયારમાં તરંગમાં વર્ણવામાં આવી છે.

વળી એમનાં સ્થાનો " **શ્રી દરીયાસ્થાન** " ના નામથી ઓળખાય છે. અને તેમાં **અખંડ જ્યોતિઃ** રાખવામાં આવે છે. તે પણ છેલ્લા જ્ઞાન તરંગમાં આત્મ જ્યોતિઃ નિરૂપણમાં કથા આવશે.

સિંધમાં " **શ્રી ઉડેરાલાલ** " ને મુસલમાન લોકો પણ **ઝીંદ** ( જીવતા ) **પીર** તરીકે માને છે.

કારણ કે;—તેઓએ સાકાર નિરાકાર ઉપાસના કરવા ફરમાન કરેલ છે. જોકે;—**જ્યોતિઃ** ને તથા **જલને** સઘળા લોકો માને છે. કેમ કે;—દેવ પૂજામાં પણ પ્રથન ઘીનો દીવો રાત્રે તેમજ દિવસે પણ કરવો પડે છે. અને દેવને જલથી નવરાવવું પડે છે, તેમજ નવા ઘરમાં રહેતી વખત પ્રથમ કુંભ સ્થાપન કરવામાં આવે છે. તેમજ જલ વિના કોઈને ચાલતું પણ નથી કહ્યું છે કે;—"**દેવી દેવ સકલ જગ જે તે, જલઆધાર જાનો સબ તેતે** " માટે પ્રથમ તેમનીજ સેવા કરવી જોઇયે. આપણા ઇષ્ટ દેવ **શ્રી રામચંદ્રજી** સાક્ષાત્ ભગવાન તેમણે પણ કુળાચાર સમજી ( ક્ષત્રિય કુળમાં ) અવતાર ધારણ કરીને શિષ્ટાચાર ચલાવવા માટે લંકા તરફ પધારતી વખતે, સમુદ્ર કિનારે **શ્રી વરુણદેવ** ની સ્તુતી ત્રણ દિવસ સુધી ( ઉપાસના ) લીલા માત્રથી કરી હતી. એ ઇતિહાસ **શ્રી રામાયણમાં** પ્રસિદ્ધ

છે. તેમજ શ્રી કૃષ્ણ ભગવાને પણ ગીતાજીમાં ૧૦ અધ્યાયના શ્લોક ૨૪-૨૯ અને ૩૧ માં કહ્યું છે કેઃ—"સ્થિર જલાશયોમાં સમુદ્ર હું છું. જલચરો માત્રનો રાજા વરુણ હું છું અને પ્રવાહવાળા જલમાં ગંગા મારૂં સ્વરૂપ છે." માટે આ "શ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી" અથથી ઇતિ સુધી ખરી શ્રધા ભાવથી સાંભળશે, વાંચશે અને તે પ્રમાણે વર્તન કરશે, તેમને ઘણું પૂન્ય અને ફળની પ્રાપ્તી થશે. અને તેની સર્વ મનકામનાઓ પરિપૂર્ણ થશે.

ઇતિ શ્રી કુળદેવ મહાત્મ્ય અને ઉપાસના વર્ણન.



શ્રી ગણેશાયનમઃ



# શ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી પ્રારંભઃ

## શ્રી અમરલાલની પ્રાર્થના.

સત્ દરિયા શાહ.

### દોહરો.

નમસ્કાર ગુરૂ દેવ પ્રભુ, આત્મ એક ૐ કાર;
જલ થલ મહિલ પુરન સબ, જગત આપ આધાર. ૧

### ચોપાઈ.

નમસ્કાર ગુરૂ દેવ સુસ્વામી, સરવ વ્યાપક અંતરજામી,
નમસ્કાર ગુરૂ દેવન દેવ, નમસ્કાર પ્રભુ અલખ અભેવ. ૨
જલ સ્વરૂપ તું ધરન આકાશ; પવન પાવક તોય પ્રકાસ;
તું જરોજ તું અંડજલાલ, તું સત્યજ તું અતજ દયાલ. ૩
વૈરાટ રૂપ સર્વ ૐ કાર, તું એકજ તું સકલ પસાર;
નિરગુન સરગુન આપો આપ, લેપ નહિં કુછ પુન્યરૂ પાપ. ૪
તું બ્રહ્મા તું વિષ્ણુ મહેશ, તુંહી સરવ ઈશનકે ઈશ;
તુંહિ ભવાની જોત સરૂપ, તુંહિ રૂપ અરૂ તુંહિ અરૂપ. ૫
આદરૂં અંત મધ્ય તે ન્યારા, સંતન હેતુ ધરિય અવતારા;
દુષ્ટ બિનાસી અલખ મુરારી, ભક્ત વછ્છલ હરિ સંત આધારી. ૬

આપ ગુરૂ અરૂ આપહિ ચેલા, સબ રસ ભોગ રહે અકેલા;
વેદ પુરાન અંત નહિ પાવે, ઓર કોન જો ગાય સુનાવે. ૭
આત્મ રૂપ યહ દરિયાવ, જગત તરંગ તિસ માંહિ સમાવ;
જેસેં જલતે ઉપજે તરંગા, ઉપજ ઉપજ મિલજાવે સંગા. ૮
સાગર જ્યુંકા ત્યુંહેમીત, તેસેં જગ આતમકી રીત;
જોતિ સ્વરૂપ હયે ધરિયાહ, **અમરલાલ** પ્રભુ અગમ અથાહ. ૯
કબહું સરગુન રૂપ દેખાવે, જલ સ્વરૂપ આપે બન જાવે;
બ્રહ્મ સત્યતા જોત બિરાજે, અંતર બાહિર એકી રાજે. ૧૦
જલતે પ્રગટે સબ સંસાર, બહિર ભીતર એક ૐકાર;
નિરગુન દ્રષ્ટ મુસ્ટિ તે ન્યારા, સરગુન જલ સ્વરૂપ પ્રભુ પ્યારા. ૧૧
જલકી મહિમા કહી ન જાય, જહાં તહાં જલ પૂરન આય;
* છિતિ નભ અરૂ પતાલ જલા મિતા, બરસેમે આકાશ કિરિતા ૧૨
દશહુ દિશા જલ રહ્યો સમાઈ, જલ બિન ખાલી ન ઠોર કયાંઇ;
જલ પરમેશ્વર જલ નારાયણ, જલસત્ ગુરૂ મુકિત પરાયણ. ૧૩
જલ ગંગાજલ બદ્રિકેદાર, જલ જગન્નાથ નાથ સુખ સાર,
જલ મથુરાં બદરાબન જાનો, કાશી ગયા પ્રયાગ પ્રમાનો. ૧૪
ગંગા જમના સરસ્વતિ નીર, તરવેણી જલ ગોર ગભીર,
જલ ગોદાવરી પરમ પુનિત, બેની સંગમ જલકી રીત. ૧૫
જલ દ્વારકાં ચારો ધામ, અડસઠ તીરથહુંકો ઠામ,
સાત સમુદ્ર અનેક ધરિયાવ, નદી કુપ જલ વાપિ સુ આવ. ૧૬
વહાં પ્રગટ કુળદેવ સુથાન, નાના તીરથ જલથલ જાન,
દેવી દેવ સકલ જગ જે તે, જલ આધાર જાનો સબ તે તે. ૧૭
જલ બિન કૈસેં પૂજા હોય, બિન અસ્નાન જપે હરિ કોય,
બિન જલ પિંડ સદ યહ મેલા, હાડ માંસ મૂતર મલ થેલા. ૧૮

---

* ધરતી

ભજન ભજે તે હોત પુનિતા, ઐસી નિરમલ જલકી રીતા;
સંયમ શૌચ અવર અસ્નાના, જલસેં ઉપજે નિરમલ જ્ઞાનાં ૧૯
જલબિન ભજન ભકિત નહિ હોઈ, જલ સ્વરૂપ ઠાકર હય સોઇ;
જલબિન માનસ પશુ પિછાનો, જલ ભેટે તેં માનસ જાનો. ૨૦
જલબિન તપસા સુમિરિન કૈસા, બિધવાકા પુતર નહિ જૈસા;
બિન પુરૂષ સુત કેસેં હોઇ, જલ બિન કારજ સરે ન કોઇ. ૨૧.
જલ ઠાકરકો રૂપ પ્યારે, જનમ જનમકા પાપ નિવારે,
જહાં, તહાં જલ હેં ભગવાન, બ્રહ્મરૂપ પૂરન જલ માન. ૨૨
જલ ઉપર જયોં રાખી ધરતી, તાકી તુમ્હીં સુનાવોં સાખી,
જલ ઉપર રાખે જિમી અંડા, ધરતી સારી ખંડ બ્રહ્મંડા. ૨૩
કહે અકાસ પતાલ અનેકા, લોક પર લોક એકતે એકા,
સાધરતી એક કુનમેં હુયે, જલ અથાક કુછ કિંમત નયે ૨૪
જલ પરમેશ્વર સદા બે અંત, કોન આયે જો પાવે અંત;
જલહે પરમેશ્વરકા વાસા, જોત સ્વરૂપ તેજ પ્રકાસા. ૨૫
તહાં સિંગાસન અચરજ મિત, પરમ જોતકી નિરમલ રીત,
સેસ નાગપર કિયા બિછાના, ઝગમગ જોત કોટિજનું ભાના ૨૬
(શ્રી) અમરલાલ તહાં પુરૂષ બિરાજે, વરૂણદેવ નિતનિંદસુ ગાજે;
કમલા ચરન ધ્યાન ધરી પ્રીત, ટહલ કરે દાસીકી રીત. ૨૭
માયા દરસી સેવા કરે, સેસનાગ નિત જસ બિસ્તરે;
નૌત્તમ નામ જપે નિત નિત, તોપેં પાર ન પાવેં મિત. ૨૮
પરમેશ્વરકા અંત ન પાર, અમરલાલ સમરો કિરતાર;
સબ ગુન પુરન આપો આપ, અંતર જામી રહ્યા બેયાપ. ૨૯
લિયે કોટિ ધારી અવતારા, લેપ નહિં એક ૐકારા;
કબહુ સંતરૂપ બન આવે, સુમિરન ભજન જગત તરાવે. ૩૦

* જબ જબ દુષ્ટ હોય દુઃખદાઇ, તબ તબ પ્રભુ અવતાર ધરાઈ;
દુષ્ટ મલેચ્છન કો કર નાશ, સંત ઓધારી કરે પ્રકાશ. ૩૧
જગ સબ રક્ષા કરો સુસ્વામી, દયાવત પ્રભુ અંતરજામી,
(શ્રી) **અમરલાલ** કા કરો ધ્યાન, એક નિરંજન પુરૂષ સુજાન ૩૨
**અમરલાલ** સુમરો સુખદાતા, અંતરજામી પુરૂષ બિધાતા;
સેવક હોય સો સમજે મિત, **અમરલાલ**કી નિરમલ રીત. ૩૩
**અમરતલાલ** જહાં ત્હાં ભરપુર, સંત જનોકી નિકટ હજુર;
**શ્રી અમરલાલ** ઘટ ઘટકા વાસી, જલપતિ **જીંધા** અજય વિનાસી. ૩૪
સેવક સમજી જ્ઞાન વિચાર, એક પરમ પુરન સુખ સાર;
**અમર** કહેજો મરતા નહિ, **લાલ** અમુલખ રહ્યા સામાહીં ૩૫
**શ્રી અમરલાલ** અબધ પ્રભુ કહિયે, સમર અમરાપદ લહિયે;
જલપત જીંધા કહિયે ભાઈ, એક **બ્રહ્મ** જલ માંહિ સમાઇ. ૩૬
એક નિરંજન પુરૂષ અલેખા, **શ્રી અમરલાલ**કા નામ અનેખા;
શ્રી અમરલાલ પ્રભુ કૃપા કીજે, દાસ જાન કર દરસન દીજે. ૩૭
તુંજકું સમરોં પ્રીત લગાય, **અમરલાલ** પ્રભુ સદા સહાય;
બ્રહ્મ સુતા હું ભજું ભવાની, ઘટઘટ પૂરન સરવ સમાની. ૩૮
શ્રી સરસ્વતી આદ કુમારી, મુજ અનાથ પર કૃપા ધારી;
શ્રી સરસ્વતી સુરત પિછાનો, પૂરન જોત **બ્રહ્મકી** જાનો. ૩૯
**બ્રહ્મજોત** એકહીં મીત, દુજી દુર મત તજીયે નીત;
વેદ પુરાન અંત નહીં પાવે, અવર કોન જો ગાય સુનાવે. ૪૦
તુચ્છ બુદ્ધિ કયા નીચ હમારી, કેસે મહિમા કહું તમ્હારી;
તું બોલે અરૂ તુંહિં બોલાવે, તુ સત્ ગુરૂ તું નામ જપાવે. ૪૧

---

* યદા યદા-એટલે "જ્યારે જ્યારે ધર્મની હાની તથા અધર્મનો વધારો થાય છે, ત્યારે ત્યારે હુ અવતાર ધરૂછુ" ગીતા૦ અ૦ ૮ શ્લોક ૭

કથે આપ વળી સુનન હારા, આપ એક આપે બિસ્તારા,
આપ કૃપાસેં જીવે જંત, વેદ પુરાણે ગાવે સંત. ૪૨

દોહરો.

કહે દાસ ઇહ વસન તે, શ્રી અમરલાલ ગુરૂ પાસ;
શ્રી કથા ઉડેરાલાલકી, શ્રી સત્ ગુરૂ કીજે રાસ. ૪૩

# શ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી

---

## તરંગ ૧ પહેલો.

## મરખ બાદશાહે તેના વઝીર સાથે કરેલો નિશ્ચય અને હિંદુઓએ શ્રી દરિયાલાલની કરેલી પ્રાર્થના.

વિક્રમ સંવત્ ૧૦૦૭ માં વર્ષમાં સિંધ દેશમાં **નગરઠઠ્ઠા***  નામના શહેરમાં **મરખશાહ** નામનો બાદશાહ રાજ્ય કરતો હતો. તેને એક વખત એવી બુદ્ધિ ઉપન્ન થઈ કે;—ખુદા તો એક છે; અને હિંદુઓ અનેકને માને છે, અર્થાત તેઓ મૂર્તિ પૂજક છે. જેથી એ સધળાને મુસલમાન કરવા જોઈએ. એ વિચાર પોતાના **અહા** નામના વઝીરને બોલાવીને કહી સંભળાવ્યો. ત્યારપછી, બંને જણે નિશ્ચય કર્યો કે; મોટા મોટા હિંદુઓને કહેવું અને જો ન માને તો પછી જુલ્મીથી મુસલમાન કરવા. પ્રથમ તો તેમની જનોઇ તોડીને ટીલાં ફીટાડી નાખવાનો હુકમ કરવો.

---

*એ ઘણું પ્રાચીન શહેર છે. એ શહેર કરાચીથી સુમારે ૬૭ માઇલ દૂર પૂર્વ તરફ છે. તેમા ૫૩ માઇલ રેલવેની મુસાફરી જુગસાહી સ્ટેશન સુધી કરવી પડે છે અને ત્યારબાદ જુંગસાઇ સ્ટેશનથી સુમારે ૧૪ માઈલ ખુસ્કીની મુસાફરી પાકી સડક ઉપર કરવી પડે છે

આ વાતનો નિશ્ચય થયા પછી, પુંગર આદી ઘણા ચુસ્ત હિંદુઓને બોલાવીને બાદશાહનો ઠરાવ વગેરે કહી સંભળાવ્યો કેઃ—“તમે તમારો દેવ બતાવો, નહિંતો તમોને મુસલમાન કરવામાં આવશે.”

આ ધર્મ વિરૂદ્ધ હુકમ સાંભળીને વૃધ્ધોએ વિચાર કર્યો કેઃ—હિંદુમાંથી મુસલમાન બનવું; તેથી મરવું ભલું છે. માટે આ વખતે આપણે આપણા **કુળદેવ**ની સાગર ઉપર જઇને ઉપાસના કરીશું જેથી તેઓ આપણને નકકી સહાય થશેજ. કહ્યું છે કેઃ—“ પ્રાણ જાય પણ ધર્મ ન જાય.” આ વિચાર નિશ્ચય કરીને; બાદશાહ પાસેથી મેતલ લીધી.

ત્યાર પછી, સઘળા હિંદુઓ **સંપી** અન્નપાણી તજીને દરિયા કિનારે **કુળદેવ**ની ઉપાસના કરવા બેઠા. તે વખતે સઘળા લોકો બે હાથ જોડી **શ્રી અમરલાલ**ની પ્રાર્થના કરવા લાગ્યા કેઃ—“ હે ! અમરલાલ આપ અમારા પૂજ્ય છો અને અમો તમારા સેવક છીએ. માટે અમારી લાજ આપનાજ હાથમાં છે. આપ સઘળા જગત્‌ના જીવનરૂપ છો ! અને આપ અમારા માતાપિતા છો. જેનો પિતા જગત્‌માં મહા બળવાન છે, તેનો વેરી કોણ છે ! અર્થાત્ આપની શ્રદ્ધાથી ભકિત કરનારને કોઈનો ભય રાખવાની જરૂર નથી. માંટે હે ! **વરુણદેવ** અમો દીન આપનેજ શરણે આવ્યા છીએ. આપનો બિરદ સંભાળીને; આ નવીન દુઃખથી રક્ષા કરો.”

હે ! રત્નાગર સાગર *નાગર તમે છો. વળી, સઘળા દેવના પણ દેવ, કૃપા કરવાવાળા, જગત્‌ના જીવનરૂપ, પ્રસિદ્ધ પ્રભુ, સૌના આશ્રયભૂત, અખંડ વિભુ, નિજ ભકતોને સદાય સુખ

* ચતુર

કરવાવાળા, અતિ દુઃખને પણ નિવારણ કરવાવાળા, એવી, રીતે ઋષિમુનિ અને ઈશ્વર અવતારી પુરૂષોએ પણ આપનાજ ગુણો ઘણી પ્રકારે ગાયાં છે. અને આપના યથાર્થ ગુણોનું વર્ણનનો શેષ પણ પાર પામી શકે નહિં, તો પછી અમો કેટલી સ્તુતિ કરી શકીએ? અર્થાત્ અમે તો અમારી બુદ્ધિ અનુસાર યત્ કિંચિત પ્રાર્થના કરીએ છીએ. તે સ્વીકારી લઇને, સંકટ હરો. વળી, આપતો અમારા ઉત્તમ દેવ છો અને આપથી બીજા કોઈ પણ દેવ જુદા નથી, તેમ શિવ, વિષ્ણુ, બ્રહ્મા વગેરે દેવો એકજ છે. એમ જેઓ માને છે. અને કોઇનો પણ દ્વેષ કરતા નથી. કેમકે;— ઈશ્વર સર્વ વ્યાપક છે. તેમને દ્વૈતભાવ હોતો નથી. જગતમાં એકજ દેવ છે. તે સર્વમાં વ્યાપક છે. અને તે વિના જે જૂદા દેવ માને છે, તેઓ તેનો યથાર્થ ભેદ સમજ્યા નથી."

જગતમાં જૂદા જૂદા ધર્મો છે, તેમાં ઈશ્વર ભાવના કરવી જોઇએ. અમારો દેવ અધિક અને બીજાનો ન્યૂન જે જાણે છે; તે મતિહીન કહેવાય છે. હે! અમરલાલ અંતર્યામી આપ સઘળું જાણો છો. તેમ સઘળા જીવોપર કરૂણા કરો છો, તો પછી; અમો-ને કેમ મૂકી દેશો? અર્થાત સહાય કરશોજ." વગેરે જ્યારે ત્રણ દિવસ સુધી સ્તુતિઓ કરી, ત્યારે **શ્રી દરિયાલાલે** અમૃતવાણીથી કહ્યું કે:—"હે! સેવકો હું તમારી ભક્તિથી પ્રસન્ન થયો છું. માટે હવે, તમે સૌ નિર્ભય થઇને પોત પોતાને ઘેર જાઓ. અને મારો જન્મ **નશરપુરમાં** સંત **રત્નરાય** લુહાણા ક્ષત્રિયને ઘેર થશે. ત્યારે તમારૂં સઘળું સંકટ નિવારણ કરીશ." આ આનંદદાયક અમૃતવાણી સાંભળીને સૌ હર્ષથી પોત પોતાને ઘેર આવ્યા.

**ઇતિ શ્રી પ્રથમ તરંગ સમાપ્ત.**

## તરંગ ૨ બીજો.

## શ્રી ઉડરાલાલે આહે વઝીરને પરચા બતાવ્યા તે વિષે.

એક વખત સિંધુ કિનારે **આહે** વઝીર કુરાન વાંચવા બેઠો હતો. એટલામાં થોડીવારે તેણે દરિયા તરફ્ દષ્ટિ કરી તો તેને એક અચબો જોવામાં આવ્યો કે; એક દિવ્ય પુરૂષ ઘોડે સ્વાર થએલો, જેમ જલમાંથી કમળ નીકળે તેવી રીતે પોતા તરફ્ આવતો જોયો.

આ દેખાવ જોઇને **આહા** વઝીરના મુખમાંથી આહા! આહા! શબ્દો મુખેથી નિકળવા લાગ્યા. અને એટલામાં તો તે છેક નજદીક આવી પહોંચ્યો. ત્યારે, વઝીરે તેમને વિવેકથી પૂછયું કે; હે! પ્યારા, તમે કોણ છો? તમારૂં નામ શું છે? કયાંથી આવો છો? અને કયાં પધારશો? તેમને કૃપા કરીને સમજાવશો? ત્યારે, જલપતિ કહેવા લાગ્યા કે:—"હું વરૂણ દેવછું. જીંધપીર પણ હું છું. અને આ સિંધુમા હું રહું છું. તે તમે મને ત્યાંથી આવતાં જોયા છે. વળી, શ્રી અમરલાલ જગપાળક, જલસ્વરૂપ અને સર્વમાં હું છું. વળી, સર્વ દેવ મારા રૂપ છે. અને સર્વ દેવમાં હુ છુ. મારા વિના કોઈ પણ ઠેકાણું ખાલી નથી. જે જેવી રીતે મને ભજે છે, તેવી રીતે તેમને ફળની પ્રાપ્તિ થાય છે.

આ પ્રમાણેનાં અમૃત વચનો કહીને **શ્રી વરૂણદેવ** જલમાં અદૃશ્ય થઇ ગયા.

આ અચરજ જેવો બનાવ જોઈને, **આહે** વઝીર મનમાં તર્ક વિતર્ક કરતો કરતો બાદશાહ પાસે આવ્યો. અને સઘળી હકીકત રોશન કરી.

આ વઝીરની જોએલી હકીકત તેના મુખથી સાંભળીને બાદશાહને પણ નવાઇ લાગી. ત્યારબાદ કેટલીક મુદ્દત પછી સિંધ *નશારપુરમાં વિક્રમ સંવત્ ૧૦૦૭ના ચૈત્ર સુદ્દર શુક્રવારે શુભ વખતે, સંત રત્નરાય લવાણા ક્ષત્રિયને ઘેર તેની સ્ત્રી દેવકીજીના ઉદરથી "શ્રી ઉડેરાલાલ" નામથી મહા પ્રતાપી પુત્રનો જન્મ થયો. તે વખતે દેવતાઓએ આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ કરી. અને તમામ હિંદુઓને ઘેર આનંદ મંગળ વર્ત્તાઈ રહયો હતો.

જ્યારે "શ્રી ઉડેરાલાલ" આઠ દિવસના થયા, ત્યારે, બાદશાહનો સંદેહ દૂર કરવાને માટે લોકો સાથે તેમણે કહી મોકલાવ્યું. અને આવેલા લોકોની હકીકત સાંભળીને બાદશાહને અતિશય અચંબો પેદા થયો. અને જેથી તરતજ પોતાના **આહા** નામના વઝીરને આજ્ઞા કરી કે,—"એ બાળકને મારી પાસે તેડી લાવો" વઝીર હુકમ અનુસાર તરત નશારપુર તરફ રવાને થયો. અને જ્યારે "શ્રી ઉડેરાલાલ" પંદર દિવસના થયા ત્યારે **આહે** ત્યાં આવી પહોંચ્યો. અને સંત રત્નરાયના ઘરની પૂછા કરીને તેમની ડેલી પાસે આવીને ઉઘાડી કે,–તરતજ વઝીરની નજર સામે શ્રી ઉડેરાલાલના પારણા તરફ પડી. અને લક્ષ પૂર્વક જોયું તો તેમને ૧૬) સોળ વર્ષની ઉમરના જણાયા, જ્યારે ઘરના દરવાજા પાસે આવ્યો, ત્યારે બરોબર યુવાન અવસ્થા અને કાળી દાઢીવાળા જણાયા, અને જયારે ઘરમાં પારણા નજદીક આવ્યો, ત્યારે વૃદ્ધ શરીર અને સફેદ દાઢીવાળા જણાયા.

આ પ્રમાણે પંદર દિવસના બાળકે વઝીરને પરચા બતાવ્યા તેથી તે ઘુંટણીએ પડીને વારંવાર નમવા લાગ્યો. કારણ કે; પ્રથમ

---

* એ ગામ ટન્ડા અલાયારની વાવ્ય કોણે ૪ ગાઉ દૂર છે

સિંધુ કિનારે કુરાન વાંચતી વખતે જે દિવ્ય પુરૂષ તેને જોવામાં આવ્યો હતો, તેજ આ છે. એવી ખાત્રી થવાથી બે હાથ જોડીને નમવા લાગ્યો. પછી, **શ્રી ઉડેરાલાલે** ફરીથી બાળકરૂપ ધારણ કરી લીધું અને વઝીર જાતે મુસલમાન હોવાથી તેને મહોમેદન સ્વરૂપે દર્શન દીધા. પછી, **આહે** અદબથી બે હાથ જોડીને બાદશાહ પાસે પધારવાની વિનતી કરી. પણ **શ્રી ઉડેરાલાલે** કહ્યું કે;—"તમે **નગરઠઠ્ઠે** જાઓ. અને તમે મને જ્યાં યાદ કરશો, ત્યાં હું આવીશ." કારણ કેઃ—ભાવના પ્રમાણે સૌને દર્શન થશે. પછી, વઝીર **નગરઠઠ્ઠા તરફ** રવાને થયો, ને ત્રણ દિવસે ત્યાં પહોંચ્યો.

**આહે** આવીને સઘળી જોએલી બિના બાદશાહ પાસે રોશન કરી, તે સાંભળીને હેરત પામ્યો.

એક દિવસે વઝીરે મનમાં "લાલ" નું ધ્યાન કરીને યાદ કર્યા. અને આંખો ઉઘાડીને સમુદ્ર તરફ જોયું તો; **શ્રી ઉડેરાલાલ** ઘોડેસ્વાર થએલા, અને તેમની પાછળ અસંખ્ય લશ્કર હથિયારબંધ દરિયામાંથી આવતા દ્રષ્ટિયે પડયા.

આ ચમત્કાર જોઇને થોડી વાર વઝીર વિચારમાં ગરકાવ થઇ ગયો. પછી, જથારે તેઓ છેક નજદીક કિનારા પાસે આવ્યા એટલે તે ઉઠીને સામે ગયો. અને બે હાથ જોડીને વિનતી કરી કે "આપ કૃપા કરીને એકલા પધારો, લશ્કરને સાથે લેવાની કશી જરૂર નથી." એટલે **લાલે** લશ્કરને દરિયામાં પાછા જવાની આજ્ઞા કરી. કે તેઓ ક્ષણવારમાં અદૃશ્ય થયા. પછી **શ્રી ઉડેરાલાલ** અને **આહે** બાદશાહ પાસે આવ્યા.

**ઇતિ શ્રી દ્વિતિય તરંગ સમાપ્ત.**

## તરંગ ૩ ત્રીજો.

## શ્રી ઉડેરાલાલે બાદશાહને ધર્મ સબંધી કરેલો ઉપદેશ અને પરચા બતાવ્યા તે વિષે.

પ્રથમ વઝીરે આવીને અદબથી બાદશાહને સલામ કરી. પછી, કહ્યું કે,–આ બાળક હિંદુઓનો ગુરૂ છે. અને મને ઘણા હેરત પમાડે તેવા ચમત્કારો બતાવ્યા હતા. જે હકીકત આપને પ્રથમ રોશન કરેલી છે. અને એમને લોકો "શ્રી **ઉડેરાલાલ**" કહે છે, વળી, કોઈ કોઈ લોકો * **જીંદપીર** પણ કહે છે.

વઝીરની આ હકીકત સાભળીને બાદશાહ વિચારમાં પડી ગયો. પણ પોતે જાતે ચમત્કારો જોયા નહોતા, તેથી તે **શ્રી ઉડેરાલાલ** સામે જોઇને બોલી ઉઠયો કે,–હે સુજાન પુરૂષ ! તમે હિંદુઓને સમજાવો કે,–તેઓ અમારી રાહમાં આવીને એક **ખુદાનું** નામ જપે. જેથી મારા રાજ્યમાં બીજો પંથ રહે નહીં.

આ હિંદુ ધર્મથી વિરુદ્ધ વાત સાંભળીને **શ્રી ઉડેરાલાલે** ઉંચે સ્વરે **મરખશાહને** કહ્યું કે,—"હે! શાહ, તું કાન દઈને સાંભળ. સઘળા લોકોને **ખુદા** સમાન છે. અને તે સાહેબેજ આ દુનિયા પેદા કીધી છે, તે તમે કુરાન બારીકીથી વાંચીને જુઓ." વળી, **ખુદાનું** નૂર સઘળામાં સરખું છે, તે બારીક બુદ્ધિવાળા સંત પુરુષો જાણે છે. અને આ જગતમાં જે કંઈ થાય છે, તે તેની મરજીથી થાય છે. અને તેના મનથી કોઈપણ નાનો મોટો નથી. જેને જેમ તે ચલાવે છે, તેઓ તેમ ચાલ્યા આવે છે. કોઈનું પણ

---

* જીંદ-જીવતાપીર

કર્યું કાંઈ થતું નથી. તેને રાજા અને રંક સરખા છે, તે સઘળું જાણે છે, તેનો રૂ સઘળામાં એક સરખો છે, તું ખુદાને વિવેકથી ઓળખ, જાતપાત (વર્ણાવર્ણ) ની તકબરી (મગરૂબી) કરવી નહીં અમારો દીન સૌથી મોટો છે, એમ મુસલમાનો કહે છે, પણ તે પ્રમાણે કેટલાક લોકો વર્ત્તતા નથી.

સઘળા દીન એક ખુદાનાં છે, એમ જાણીને સર્વ લોકો તેની બંદગી કરે છે. જેમ શહેર એકના જુદા જુદા રસ્તા છે; તેમાં કોઈ નજદીકનો અને કોઈ છેટેનો હોય છે, જેને જે રસ્તો મળ્યો છે, તેઓ તે રસ્તે ચાલવા લાગ્યા છે, તેમાં ગુસ્સે કે ખુશી શું થવું? વળી, કોનાપર હસવું કે રોવું? હિંદુ કે મુસલમાન જુદા નથી. સઘળા તેના પ્યારા બંદા છે, તેઓ જુદી જુદી રીતે તેની બંદગી કરે છે, અને પોત પોતાની જીંદગી ગુજારે છે.

૧ રસૂલિલ્લાએ ૨ મૌલાને આ વાત કહી, તે કલામ સઘળા યાદ કરો કે,—માણસ જાત કોણ છે? હે! બંદા કુરાને શરીફ જાણો, અને બીજા સઘળા પડદા મૂકી દો. તેમાં શું ફરમાવ્યું છે? તે જુઓ. “મને સઘળાની અંદર જુઓ, મને ભલો બૂરો કોઇ નથી હું સઘળી દુનિયાનો ધણી છું. જે જેવી રીતે મને ભજે છે, તે ખચિત્ તેવુંજ પામે છે. જે માણસ એક ઈમાન રાખીને, હરદમ પ્રેમ પૂર્વક મારી બંદગી કરે છે, અને જ્ઞાની ગુરૂના બોધ અનુસાર વર્તે છે, તે હમેશાં પ્રેમરૂપી રંગમાં મગ્ન રહે છે. તે માણસ કોઇની પણ શંકા રાખતો નથી. અને તેવો મનુષ્યજ મને ઓળખે છે. વળી; જોર જુલમ કરવો નહીં. સઘળાથી પ્રીતિ રાખવી. કારણ કે.—સઘળી દુનિયા ખુદાની છે. હે! મિત્ર, એમ નક્કી માન.”

---

૧ પેગંબર ૨ ખુદા

વળી, જુલમ કરવા કોણે ફરમાવ્યું છે ? આમ તારા દીલમાં કેમ આવ્યું ? કોઈ પણ જગ્યાએ એમ કહ્યું નથી, તેમ; કિતાબોમાં પણ તેવું લખેલ નથી. તેમાં તો ફરમાવેલ છે કે;—" જે જોર જુલમ કરશે, તેને **બેસ્ત** ( **સ્વર્ગ** ) મળશે નહીં. તેતો **દોજખ** ( **નર્ક** ) નાં દુઃખોને પામશે. અને તે કયામતને દિવસે શું મોઢું બતાવશે ? હિંદુ કે મુસલમાન, જે જેવું કરશે, તે તેવું પામશે. "

સાહેબ તો બંદગીથી રીઝે છે. જે કોઇ વિચારીને બંદગી કરે છે, તે તેને પ્યારો લાગે છે. જે સાહેબનું સ્મરણ કરતો નથી, તે તેના ધામને પામતો નથી. જે તેની બંદગી કરે છે; તે બંદો ખુદાનો છે, તેમાં કંઈ શક નથી. જે ધર્મ અને ખુદાની બંદગી દૃઢતાથી કરે છે, અને બીજાઓને પણ તેવી રીતે કરવાનો ઉપદેશ કરે છે, તેજ સારાં ફળ પામશે.

એક **ખુદા** સઘળા શરીરોમાં વ્યાપક છે. કળ્યામાં ન આવે તેવા, અખંડ અને અનંત જેનું માપ ન થઈ શકે તેવા, સઘળાના સાક્ષી અને તેને સદા અકર્ત્તારૂપે જુઓ. આ સઘળા સ્વરૂપો તેના છે, એમ જાણો. અને સઘળી ઉપાધિ **બ્રહ્મના કુવારૂપ છે.**

આત્મજ્ઞાન વિના મુકિત નથી, અને તે શિવાય બીજો ઉપાય નથી. **જીવ** અને **શિવ**નો ભેદ નથી એમ જાણો. ઇશ્વર તારાથી જુદો નથી. એક **બ્રહ્મ** સઘળે ઠેકાણે છે. **જીવ** અને **શિવ** માયાની ઉપાધિથી છે, જે શોધે તેઓજ ખરો ભેદ પામે, આ પ્રપંચ સઘળો વાચામાં છે. લક્ષમાં એ કંઇ સાચું નથી.

જે ખુદાને વાસ્તવિક રીતે જાણે છે, તે કદિ હિંસા કરશે નહીં. અને પોતાથી જુદો કોઇને જાણશે નહિ. ત્યારે, તેને હિંસાની મતિ કેમ થશે? મૂઢપણ પોતાનું મરણ ચહાય નહિં, તો વિદ્વાન કેમ વખાણે જો? આપણું રૂપ સઘળામાં છે, તો નિર્દયતા કેમ થાય? હિંસાને ધર્મ કેમ કહેવાય? ધર્મ દયામાં છે કરૂણા બુદ્ધિવાળાં જેઓ જન્મ્યા નથી; તેમની ગણત્રી પશુઓમાં છે, માત્ર શીગડાં પુચ્છ તેમને નથી. બીજાં લક્ષણ સઘળાં તેમાં છે.

ભકિત બે પ્રકારની છે. એક નિર્ગુણ અને બીજી સગુણ સ્વરૂપ. પ્રથમ સગુણ કર્ત્તવ્ય છે. અને પછી નિર્ગુણ ભકિત કરવી જોઈયે તે જયારે શાસ્ત્ર અનુસારે શ્રધાપૂર્વક થાય, ત્યારે જલદીથી જ્ઞાનની પ્રાપ્તી થાય.

**મહમદનો** ધીન તીખી તલવારની ધારના જેવો છે. આલિમ (વિદ્વાન) વિના કોઈ બરોબર ચાલી શકે નહીં. જે પૂરા અકલવાળા માણસો છે, તેજ તેનો ભેદ જાણી શકે છે. હે! શાહ, તેમને પૂછી જૂઓ.

મુસલમાન અને હિંદુ બે ભાઇ છે, તેમાં કાંઇ શક નથી. એ બે જણ જેમ એકજ છે, પણ રસ્તા માત્ર જુદા છે."

**શાહ** અને **આહ** વઝીર તમે સાંભળો? "હવે, જોર જુલમ સઘળો તજીદો. એક દયા દિલમાં રાખો. કેમકે, જુલમ કરવાથી **ખુદા** રાજી નથી. જુલમકરનાર દુનિયામાં પાજી કહેવાય છે. આ મારી વાત સાચી માનો."

**શ્રી અમરલાલના** વચનો સાંભળીને **મરખશાહ** ચક્તિ થયો. અને મનમાં અતિ અકળાઈને **આહે** તરફ દ્રષ્ટી કરી,

પૂછવા લાગ્યો કે—"હવે મારે શું કરવું ? તે બતાવ. આ કોણ છે? ક્યાંથી આવ્યો છે?

**આહા, શાહને** કહે છે કેઃ—"આ સઘળાનો **દરિયાપીર** છે. અને તે આદિના છે, હમણાના નથી એમને માણસ જાણશો નહિ, પણ મોટા **પીર** કરીને માનો. એ દરિયામાંથી નીકળીને આવ્યા છે. અને સઘળાને **જીદ** (જીવતા) **પીર** ગમ્યા છે, એમની સઘળી શીખામણ માનવા જેવી છે. પણ **સરાહ** કેમ તજીએ. જેવી મોઢેથી વાત નીકળી છે, તે પ્રમાણે નહિં કરવાથી હાંસી થશે.

જેમ કરોડો ઉપાય કરવાથી સર્પ વિષ છોડતો નથી, દુષ્ટ પુરુષ દુર્મતિ મૂકતો નથી, તેવી રીતે **આહા** વઝીરે છેલ્લે **બાદશાહને** કહ્યુ કે;—"એમને કેદ કરવા જોઇએ, એટલે આપણું કાર્ય થશે. એક ઓરડીમાં રાખીને **સરાહનો** હુકમ સભળાવો." ઉપર પ્રમાણેની વઝીરની નમળી સલાહ સાંભળીને **બાદશાહે** પોતાના માણસોને શ્રી **લાલને** પકડવાનો હુકમ કર્યો. તેઓ પકડવા ગયા, એટલે **લાલ** અદ્રસ્ય થઇ ગયા. અને મુઢ લોકો આમ તેમ જોઇને હેરાન થયા.

ત્યાર પછી, થોડીવારે શ્રી **લાલે** ફરીને ત્યાંજ દેખાવ દીધો. અને મર્મની વાત કોઈએ ન જાણવાથી, ફરીને પકડવા દોડયા, પણ હાથ આવ્યા નહિ.

એ પ્રમાણે શ્રી **ઉડેરાલાલ** જુદા જુદા રૂપ ધારણ કરવા લાગ્યા. ક્યારે જલરૂપ, કયારે સ્થલ રૂપ, કયારે અગ્નિની જ્યોતિઃરૂપ, કયારે પવન રૂપ, કયારે આકાશ રૂપ અને કયારે વિકરાળ સ્વરૂપે દર્શન દેવા લાગ્યા.

આ પ્રમાણે અનેક ચરિત્રો તેમણે બતાવ્યાં, તે જોઇને લોકો ચકિત તો થયા. તો પણ તેમનો ભેદ ન સમજવાથી વારંવાર તેમને પકડવા દોડયા. અને અનેક ઉપાયો કર્યા, પણ સઘળા વ્યર્થ ગયા.

ત્યારે તેઓએ એક યુક્તિ શોધીને શાહને કહ્યું કે;—"આ કોઇ મોટો જાદુગર છે, જેથી હાથ આવતો નથી." હવેતો છેલ્લો ઉપાય એ છે કે;—સઘળા હિંદુઓને બોલાવીને આપણો મંત્ર ભણવાનો સઘળાને દીનમાં કરીએ. એજ અદલ ઇનસાફ છે.

આ વચનો સાંભળીને, સઘળા હિંદુઓને **બાદશાહે** બોલાવીને અતિકષ્ટ દેવા લાગ્યા, જેથી નરનારી હા! હા! કરવા લાગ્યા. અને કેટલાક લોકો **શ્રી ઉડેરાલાલને** અરજ કરવા લાગ્યા કે;—"અમે સઘળા આપના દાસ છીએ. અને જેથી અમારી સહાયતા આપજ કરશો." વિગેરે સ્તુતિ કરી છે. ત્યારે, **શ્રી વરૂણદેવે** અતિ કોપના કરીને *બસંતગ્ને બોલાવીને આજ્ઞા કરી કે; "આ પવન લોકોને અતિ ભય થાય; અને સઘળો ધામ સાડીને શેષ પણ રહે નહીં, તેમ કરો."

બસંતરે ક્ષણવારમાં તેમ કરવા માંડયું, અને પછી, તેઓ કારમી ચીસો પાડવા લાગ્યા. **બાદશાહ** તે જોઈને હેરાન થઇ ગયો. અને કંઈ પણ ઉપાય સૂજ્યો નહિં; ત્યારે સઘળાઓને સુખ કર્તા શ્રી **અમરલાલ** બોલ્યા કે;—"**મરખશાહ!** તું હજી કાંઇ સમજ્યો નહિં? અને હજી તારી ઇચ્છા હોય તો ખેલ બતાવું. પ્યારા! પલમાં સઘળાનો સંહાર કરી દઉં? અને મરજી હોય તો જીવના કરૂં?"

---

*અગ્નિદેવ

આ **લાલ**ના વચનો સાંભળીને; કોઈ કાળને જોઈને જેમ કંપે, તેમ કંપવા લાગ્યો.

પછી, **શાહ** અને **વઝીર** **લાલ**ના ચરણમાં વાર વાર નમસ્કાર કરવા લાગ્યા અને બોલ્યા કે,-

"હે શ્રીપતિ! એ માફ કરો. આપનો પ્રતાપ અમોએ જાણ્યો નહિ. આપતો મધળા જીવોના માલીક છો." વિગેરે દીનવાણીથી સ્તુતિ કરી, ત્યારે શ્રી **અમરલાલ** અમૃત વચનો કહેવા લાગ્યા કેઃ—

"હે! બાદશાહ, જો તારી કુશળતા ઈચ્છતો હો તો તું કાન દઈને બરોબર સાંભળ. સરાહની તારીફ થાય, એમ જો તારી મરજી હોય તો, પ્રથમ તું પોતાનુ મન કબજે કર. સંગતિ મોટા માણસોની કરવી કે જેથી કુમતિનો નાશ થાય, અને સુમતિ પેદા થાય. કયારે પણ મગરૂબી કરવી નહિ, કે જેથી મોત થાય. બીજાના દોષો જોવા નહિ, કે જેથી અતિ ગુસ્સો થાય. રૈયતની પ્રતિપાલના કરવી. ગેર ઇનસાફ કદિ કરવો નહિ. દુશ્મનની સાથે હિમ્મતથી લડવું. પણ રણમાં પાછળ પગલાં ભરવાં નહિ, જે કોઇ આપણે શરણે આવે, તેની રક્ષા કરવી, અને તે જો ન કરે તો પાપી થાય. કેમકે શરણાગતને પાળવાની આપણી ફરજ છે. વળી જ્યાં મીસ્કીન ફકીરો હોય, તેમને ખરાદિલથી ખૈરિયાત કરવી. દરેકપર એસાન કરવો જોઈએ, તે વિના જીવવું, એ મૂવા બરાબર છે. પૈસાથી ખજાનો તર રાખવો. જૂઠી વાત કદિ માનવી નહિં. પોતાની સ્ત્રીપર પ્યાર રાખવો. અનાજની પેદાશ વધારવી. રૈયતનો અતિ પ્રેમ વધારવો. ધર્મ કોઇનો મૂકાવવો નહિ. બીજું સઘળું હકુમતથી બજાવવું. ઈલ્મી

માણસોને પોતા પાસે રાખવા. પોતાને પણ ઈલ્મી થવું જોઇએ. કેમકે, વિદ્યા વિનાનો માણસ અંધો છે. ઈલ્મવાળાની આંખો (જ્ઞાનચક્ષુ) ખુલ્લે છે."

"હે શાહ! નાહક કોઈના પર ગુસ્સો કરવો નહિ. તેમ ગુન્હેગાર પર રહેમ કરવી તે પણ સારો રસ્તો નથી. પોતાના શરીરની સંભાળ રાખવી. દુનિયાના રસોમાં મોહિત ન થવુ. બદફેલીથી દૂર રહેવું. સારા માર્ગમાં ચાલવું. કોઇની વધારે ચાહના રાખવી નહિ. ચોર અને શાહની ખબર લેવી. સઘળા જીવો પર દયા રાખવી. કાયદાથી સર્વે રૈયતને હાથમાં રાખવી. શાહ અને રંકને એમી નજરથી ચલાવવા. કોઇને બુરૂ ન લાગે તેમ કરવુ. સઘળા લશ્કરને રાજી રાખવો વગર વિચારે ખર્ચ કરવો નહિ. આગળ વિચારીને પગ રાખવો. પોતાથી જે મોટા હોય; તેનાથી હળી મળીને રહેવુ, એ અકકલનો રસ્તો છે. અતિ લોભી મિત્ર કદિ કરવો નહિ. ખોટી સંગત મૂકી દેવી. પીરને માન આપવુ. કાજી મોલવીને પોતાની પાસે રાખવા. સઘળા લોકોનો પ્યાર મેળવવો. એક હાથની રસોઇ ખાવી. સઘળાના સુખની ઇચ્છા કરવી. દિલમાં ઘણી લાલચ રાખવી નહિ. પોતાના દેશમાં સુધારો કરવો, કે જેથી સૌ સુખી થાય. દવાખાનાં કરવાં, કે જેથી ગરીબ દરદી લોકો આશ્રય લઇ શકે. વઝીર બુદ્ધિશાળી રાખવો, અને તેની સારી સલાહ પ્રમાણે ચાલવું. કચેરીમાં હર વખત આવવુ, અને જયારે બરખાસ્ત થાય ત્યારે ઉઠી જવું. કોઈની વિના તકસીરે ઘાત કરવી નહિ. રંક અને અમીરને સરખો ઇનસાફ આપવો. હરામનો ત્યાગ કરવો. પોતાનો હકક હોય તે લેવો. ધીન ઈમાન રાખીને **કલામમોલાને** સારી રીતે ભણવો. ખુદાની બંદગી કરવી. અને રોજા રાખવા. હે

બાદશાહ ! એજ કામ આવશે. બીજા સઘળા ફસવાના રસ્તા છે. આપણો જીવ કોણ છે? ખુદા કેવો છે? એ જાણો. હે ! બંદાઓ, એ બારીક વાત છે. એ જાણવા વિના સઘળાં ફાંફાં છે.

સાંભળો પ્યારા ! માણસ ખુદા નથી. અને એ નુર (તેજ) ખુદાથી જુદું નથી. તેમારિફતો ( વેદાંત ) નાં પુસ્તકો જૂઓ. અને તે રસ્તો પકડો.

સઘળી દૌલત અહિયાં રહેશે, માત્ર પુણ્ય પાપ સાથે ચાલશે. જેથી નેકી કરો અને બદી મૂકી દો.

હે બાદશાહ ! આ વઝીર બહુ જુલમી છે. જેથી આ સઘળું તેની સલાહથી થયુ. માટે હવે, આ બલાથી દુર રહો. સબબ આ ઠેકાણે મે જે ચરિત્રો બતાવ્યાં; તે તેણે સઘળા જોયા માણસ જાત એવાં કરી શકે નહિ, એ તે જાણે છે. વળી, આથી પહેલાં પણ તેણે મને જીંદ પીર જાણીને તે પ્રમાણે તમારી પાસે વખાણ્યો. છતાં જયારે એને તમે સલાહ પુછી ત્યારે યથાર્થ ન આપી. તમે જો મારૂ શરણું લીધું ન હોત, તો તમારૂં મોત થાત. જો સારી સલાહ આપી હોત તો શા માટે પ્રતિપક્ષી થાત ! માટે મોઢે મી'ા અને મનમાં કપટી હોય, તેને પાસે બેસાડવો નહિ.

હે મરખશાહ ! એ સઘળું સાચું માનો. અને સુખથી સ્થાનમાં રહો. ”

આ અમૃતવાણી સાંભળીને મરખશાહ લાલનાં ચરણ કમળોમાં પ્રેમપૂર્વક દંડવત નમસ્કાર કરવા લાગ્યો. પછી, બે હાથ જોડીને આગળ ઉભો રહયો. અને મજબૂત પ્રેમથી

કહેવા લાગ્યો કે;—" આપ અમારા પીરના પીર છો. સઘળા **હીંદુ** અને **મુસલમાન** આપના સેવક થયા. આપ **મોલા** અને **મહમદ** છો. આપ સઘળા પયગબરની મરજાદા છો. આપે જેવી શીખામણ મને દીધી, તેવી રીતે વર્તીશ. અને હિંદુઓને ભાઈઓ કરીને માનીશ. બીજી મતિ કયારે પણ નહિ કરૂં. એ **ખુદાના** કસમ ખાઈને કહું છું. બીજું કંઈ દિલમાં લેતો નથી. "

આવાં વચનો **શાહના** સાંભળીને **જલ પતિ** તથાસ્તુ કહીને ઉઠયા. એટલે સઘળા લોકો અતિ મંગલમય જય જય ધ્વની કરવા લાગ્યા.

ત્યારબાદ ત્યાથી **શ્રી ઉડેરાલાલ** નશરપુર તરફ મોટી ધામધુમથી ગાજતે વાજતે પધાર્યા. અને સઘળા હિંદુઓ આનંદના જોશથી " **શ્રી દરીયા લાલકી જય** " એમ બોલતા તેમની સાથે ચાલવા લાગ્યા. અને **યવન** લોકો પણ તેમને **જીદપીરના** નામથી માન આપવા લાગ્યા.

હિંદુ મુસલમાન વચ્ચે જે ધર્મ સબંધી ખોટી તકરાર હતી, તે **લાલના** પરચા અને ઉપદેશથી સમાધાનીમાં ફેરવાઈ ગઈ. એટલે હિદુઓએ માળા ધારણ કરી, કપાળમાં ટીલાં કહાડયા અને મુખેથી શ્રી **રામ** નામ જપવા લાગ્યા. અને ઘણીજ ખુશાલીથી **નશારપુર**માં પધાર્યા.



## તરંગ ૪ થો.

## શ્રી ઉંડેરાલાલનો વિદ્યાભ્યાસ; માતુશ્રીજીને બતાવેલ પરચા અને ગુરૂ ગોરખનાથજી પાસેથી દીક્ષા લીધી તે વિષે.

**શ્રી ઉંડેરાલાલે** માતાપિતા આદિ ઘણા લોકોને બાળલીલા બતાવી છે. જયારે તેઓ ૧૨) બાર વર્ષના થયા, ત્યારે તેમના પિતાશ્રીજીએ તેમને ભણાવવાને બેસાડયા. વિદ્યાગુરૂએ **લાલજી**ની ચાલાકી જોઇને અતિ પ્રસન્ન થયા, એટલુંજ નહિ; પણ આ અવતારી પુરૂષનાં દર્શન દુર્લભ, તે તો નિત્ય મારી પાસે અભ્યાસ કરવા આવે છે એટલે ગુરૂજી પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા.

આ અવતારી પુરૂષ તો સઘળી વિદ્યાના જ્ઞાતા પોતેજ હતા. તે લોક દેખાવથી લીલા કરવી. અને માતા પિતાની આજ્ઞા પાળવા માટે ભણવા બેઠા.

વિદ્યા ગુરૂ પાસે પણ ધર્મને બાધ ન આવે તેવી રીતે વર્તવા લાગ્યા. અને થોડી મુદતમાં તો સઘળી વિદ્યા શીખી રહ્યા. જેથી શિક્ષકને સંપૂર્ણ ખાત્રી થઈ કે,—આ અવતારી પુરૂષ જગતમાં અનેકની પીડા હરશે. પછી ગુરૂ દક્ષિણા આપીને વિનયથી રજા લીધી.

એક વખતે તેમના પિતાએ **લાલજી**ને *ચણા વેચવાની આજ્ઞા કરી. એટલે તેઓ હુકમ અનુસાર ચણા લઇને દરિયા

---

* ચણાને બાફી અને તેમા મસાલા આદિ મિલાવીને વહેચે છે, તેને સિધીમા કોર કહેછે

તરફ ચાલ્યા ગયા. પાછા વળી આવ્યા ત્યારે એક અનાજ (ચોખા) લાવ્યા.

આ પ્રમાણેની તેઓ દરરોજ લીલા કરવા લાગ્યા. એક દિવસે માતુશ્રી **દેવકીજીને** અચંબો પેદા થયો. એટલે જયારે તે દિવસે **લાલ** ચણા લેઇને ઘરથી બહાર પધાર્યાં; કે તરતજ પાછળ પાછળ **દેવકીજી** પણ ચાલ્યા ગયા. જયારે **લાલ** તો દરિયાની અંદર ગયા, ત્યારે તેઓ અજાયબી જોવાને કિનારે બહાર ઉભા રહયા. તે વખતે તેમને કંઇક ચિંતા અને કંઇક આશ્ચર્યના તરંગો આવવા માંડયા. અને પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. પછી મનમાં સંકલ્પો આવવા લાગ્યા કે– શા માટે ગયા હશે? કયારે આવશે? હે પ્રભુ ! શું થશે? વિગેરે વિચારો આવવા લાગ્યા એટલામાં તો **લાલ** દરિયામાંથી બહાર નીકળ્યા. અને ઘર તરફનો રસ્તો લીધો એટલે **દેવકીજી** પણ પાછળ પાછળ ચાલ્યા ગયાં. ઘેર આવતાંજ ચણાને બદલે દરિયામાંથી ચોખા લાવ્યા હતા. તે માતાએ જોયા. જેથી એ સઘળી બિનાની ખબર **રત્નરાયને** પણ પડી. એટલે તેઓએ જાણ્યું કઃ–**લાલ** તો અમારે ઘેર ઈશ્વર અવતારી પુરુષે જન્મ લીધો છે. અને તે પ્રભુએ અમારી ભકિતનું ફળ આપવાને માટે પ્રત્યક્ષ લીલા કરે છે. આવા વિચારો આવવાથી તેઓ આનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યા. એવી રીતે માતાપિતા આદીને ઘણા ચમત્કારો બતાવ્યા.

એક વખત **લાલ** દરિયા કિનારે સ્નાન કરીને બહાર આવ્યા એટલે **ગોરખનાથ** પણ દરિયામાંથી ઓચિંતા બાહાર આવીને લાલની સામે ઉભા રહયા. લાલ તો **નાથજીના** ચર્ણ કમળોમાં

દંડવત્ નમસ્કાર કરીને બોલ્યા કે,—"હે! ગુરૂ મહારાજ, દીક્ષા આપી ગુરૂ મંત્ર સંભળાવો." **શ્રી લાલ**નાં આવાં વચનો સાંભળીને **ગોરખનાથ** પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા. કેમકે;— તેઓ પોતાના યોગ બળના પ્રતાપથી તેમના અવતારનું કારણ સમજી ગયા હતા. જેથી અરસ પરસ પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. પછી, **લાલ**ને વિધિપૂર્વક કાનમાં મંત્ર સંભળાવીને દીક્ષા દીધી. ત્યારપછી, **નાથજી** અંતર ધ્યાન થઈ ગયા. અને **શ્રી ઉડેરાલાલે** ઘેર આવીને માતા પિતાને દંડવત્ નમસ્કાર કર્યા.

આ સઘળી લીલામાં કોઈને પણ શંકા લેવાનું કારણ નથી. કેમકે;—**શ્રી રામ, કૃષ્ણ,** આદિએ પણ ગુરૂ કરેલા હતા. એ પ્રથા જે અસલથી શિષ્ટાચાર ચાલ્યો આવે છે, તે મુજબ તેમણે પણ જ્ઞાની ગુરૂ કબુલ કર્યા. તો દરેક મનુષ્યે આ દુનિયામાં અવતાર ધારણ કરીને સંસારરૂપી સમુદ્ર તરવાને માટે જ્ઞાની ગુરૂ કરવો જોઇયે. કેમકે;—જેથી સત અસત આદિનું જ્ઞાન થાય.

ગુરૂ કરવામાં બહુજ વિચાર કરીને પછી કરવો કેમકે;— "ધન હરેને ધોંખો નવ હરે, તેવો ગુરૂ તારે નવ તરે" માટે ગુરૂ કરવામાં બહુજ કાળજી રાખવાની જરૂર છે.

---

## તરંગ ૫ પાંચમો.

## શ્રી ઉડેરાલાલે પોતાના બે ભાઇઓને કરેલી આજ્ઞા અને પુંગર સંતને પરમ જ્યોતિનાં દર્શન કરાવ્યાં તે વિષે.

એક દિવસે સંત **રત્નરાય** તથા તેમના છોકરા **સોમો** તથા **ભેડો** નામે બેઠા હતા, તે વખતે **શ્રી ઉડેરાલાલ** પણ

તેઓની પાસે આવીને બેઠા. ત્યાર પછી, પોતાના બે ભાઈઓને કહ્યું કે;-" તમે **શ્રી દરિયાલાલ**ની સેવા કરો, અને લોકોને ઉપદેશ કરીને **શ્રી અમરલાલ**ના નામનું જાપ જપાવો " આ મારૂં મંત્રરૂપી વચન હૃદયમાં ધારણ કરો. અને લોકો તરફથી તમને જે ભેટ આવે, તેનો ખુશીથી સ્વીકાર કરજો.

આ આજ્ઞા તેમના ભાઈઓએ માની નહિ. ત્યારે **શ્રી ઉડેરાલાલે** વિચાર કર્યો કે;-ભાવ વિના ભક્તિ થતી નથી, સેવક વિના સેવા થાય નહિ, અને ભાવ વિના કરે તો નિષ્ફળ થાય. પૂર્વનાં પુણ્ય વિના સારાં કામો સૂઝે નહિ, શુભ માર્ગ પણ જાણી શકે નહિ, તેમ ભાવ વિના દેવ પ્રસન્ન થાય નહિ, અને દેવની કૃપા વિના કાર્ય સિદ્ધિ થાય નહિ. એમ ધારીને પછી, એક પુંગર નામનો સંત પુરૂષ હતો, તેને પોતા પાસે બોલાવીને તેમને આજ્ઞા કરી. એટલે તે તો અતિ રાજી થયો, પણ નીતિને અનુસરીને **સોમા** તથા **ભેડાને** આપવા વિનંતી કરી. ત્યારે **શ્રી ઉડેરાલાલ** બોલ્યા કે,-" મેં પ્રથમ તેઓનેજ આજ્ઞા કરી, પણ તેઓ માનતા નથી. કારણ કે;-જગતમાં જે જેનો ગુણ જાણે છે, તે તેવા માર્ગને ગ્રહણ કરે છે. જેમ મલયાગિરિમાં ચંદન ઉપજે છે, પણ તેને ભીલ લોકો બીજાં લાકડાંની માફક બાળી નાખે છે. કારણ કે;-તેઓ તેના ગુણને જાણતા નથી. જેમ મૂઢને હાથ કદિ હીરો મળી આવે, તો પણ તેને પથ્થર સમજીને અનાદર કરે છે. હીરાની પરીક્ષા ઝવેરી કરી શકે છે, તેવી રીતે **દેવ સેવા**ના લાભ અધિકારી સંતો છે, તેજ જાણી શકે છે. માટે તમને તેવા અધિકારી જાણીને કહેવામાં આવે છે. અને આ મારી આજ્ઞા માનશો તો તેથી સઘળી રિદ્ધી સિદ્ધિ અને નવ પ્રકારની નિધી તમને મળશે. વળી, જેમ શ્રી

**કૃષ્ણ**–ભકત **ઓધવજી, શ્રી રામ**–ભકત **હનુમાનજી, શ્રી વિષ્ણુ**–ભકત **નારદજી** તેમ તમે **શ્રી વરુણ** ( **શ્રી દરીયાલાલ** ) ના ભક્ત કહેવાશો."

આ પ્રમાણેની અમૃતવાણી સાંભળીને પુંગર સંત **શ્રીલાલના** ચરણ કમળોમાં વારંવાર દંડવત્ નમસ્કાર કરવા લાગ્યો, અને આજ્ઞા માન્ય કરી. વળી પણ બીજીવાર સંતે **સોમા** તથા **ભેડાને શ્રીલાલની** આજ્ઞા માનવા વિનંતી કરી, પણ તેઓએ તો સાફ ના કહી. એટલે ત્યાંથી તરતજ **શ્રી ઉડેરાલાલે** તે સંતનો હાથ પકડીને દરીયામાં તેડી ગયા. ત્યાં પુંગર સંતને **શ્રીલાલની** કૃપાથી **પરમજયોતિ**.નાં દર્શન થયાં. અને જોયું તો એક દિવ્ય પુરૂષ કરોડો સૂરજ સમાન તેજસ્વી એક હીરા માણેકથી જડીત સિંહાસનપર તેને જોવામાં આવ્યો.

એ **પરમજ્યોઃતિની** અંદર અનેક **બ્રહ્માંડો સ્વર્ગલોક, વૈકુંઠ લોક, બ્રહ્મા, વિષ્ણુ** અને **મહેશ્વર** વગેરે અપાર લીલા જોવામાં આવી. કારણકે, **શ્રીલાલની** કૃપાથી તેનાં જ્ઞાનચક્ષુ ઉઘડીને આવરણો દૂર થઇ ગયાં હતાં. જેથી તે સઘળી લીલા જોઇ શકયા. ત્યારબાદ જયારે તે દિવ્ય પુરૂષે ( **શ્રી અમરલાલ** ) તરફ એકાગ્રચિત્તે દ્રષ્ટી કરીને જોયું, ત્યારે તેમણે પોતા પાસે આવવાની આજ્ઞા કરી, એટલે તેઓ નજદીક જઇને વારંવાર દંડવત્ નમસ્કાર કરવા લાગ્યા.

**ઇતિશ્રી પંચમો તરંગ સમાપ્ત.**

## તરંગ ૬ છઠ્ઠો.

### શ્રી અમરલાલે પંગર સંતને અમુલ્ય સાત વસ્તુઓ આપી, તેના ગુણોનું વર્ણન તથા શ્રી ઉડેરાલાલે દરિયાસ્થાન કરીને લોકોને ઉપદેશ કર્યો તે વિષે.

પંગર સત પર શ્રી **અમરલાલ**ની ઘણીજ કૃપા થવાથી તેમને અમૂલ્ય સાત વસ્તુઓ જેવી કે, પ્રથમ ત્રિમૌલી (જલની ઝારી) બીજી જયોતિ· (અગ્નિ જયોતિ) ૩ ત્રીજી કંથા (ગોદડી) ૪ ચોથી વરધ (આંગળીમાં પહેરવાની) ૫ મી દખલા વાચા (શંખ) ૬ છઠી દેગ ૭મી તેગ ( તલવાર ) આપીને કહ્યું કે; જે શ્રી અમરલાલનો સેવક હોય તેણે " **જય દરિયાહ** " મુએથી બોલવું.

### દોહરો.

સેવક હોય **અમર** તણો, બોલે જય દરિયાય;
**અમરલાલ**ની જય કહો, ઝુલેલાલ સુહાય.

જે સેવકો ગુરૂ **દરિયાની** જયોતિ:ની સેવા અને જલનું ધ્યાન નિત્ય કરશે તે કાળ જાળમાં પડશે નહિ, અને તેમને ઇચ્છિત ફળની પ્રાપ્તિ થશે.

હવે, એ ૭ સાત વસ્તુઓના ગુણો નીચે દર્શાવ્યા પ્રમાણે છે:—

૧ **જલની** ઝારીથી જેમને છાંટા નાખવામાં આવશે, તેમનાં દુ:ખ દર્દો અને પાપ દૂર થશે.

૨ **જયોતિ:**ની સેવાને ધ્યાનથી અનેક ફાયદા છે. તે વિષે છેલ્લા જ્ઞાન તરંગમાં વર્ણવામા આવશે.

૩ કંથા આ ગોદડી જે ઓઢશે તેને કાળ જાળ, ભૂત પ્રેત અને દુઃખ દરદ નડશે નહિ.

૪ વરધ આંગળીમાં પહેરનારનુ વચન કદી પણ ખાલી જશે નહી અર્થાત્ વરદાન, શ્રાપ તેના કહેવા મુજબ ફળિભૂત થશે.

૫ શંખ એતો કલ્પવૃક્ષ સમાન જાણવો, એથી મન વાંચ્છિત ફળની પ્રાપ્તિ કરી શકાશે. અને એનો અવાજ અદભુત અને અલૌકિક છે. તેમાં અનહદ નાદ થાય છે. તે સાંભળનારાનાં દુઃખ નાશ કરે છે. કેમકે,—જે નાદને અનહદ કે આદિનાદ ( ૐકાર ) કહેવાય છે. તેમાંથી ચાર વેદ, નાદ શબ્દના ભેદ સાત્ સ્વર આદિ નીકળે છે. એ દરેક વર્ણ મધુર લાગે છે, અને તે મેળવવાથી રાગ કહેવાય છે.

રાગ મરેલા માણસને જીવતો કરે છે. અને જીવને મરેલા સમાન કરી દે છે. રંકને રાજા બનાવે છે, અને રાજાને રંક બનાવી દે છે. રાગથી પશુ પક્ષીઓ અને નાગ વિગેરે રીઝે છે. એ ભોગનો તેમજ વૈરાગ્યનો પણ હેતુ છે. એનો મર્મ બહુજ બારીક છે, તેથી કોઇકજ જાણી શકે છે.

૬ છઠી—દેગ્ અક્ષય પાત્ર છે. એ મન વાંચ્છિત ભોજનો આપશે. અને તેમાંથી ગમે તેટલું કાઢીને વાપરવામાં આવશે તો પણ કદી ખુટશે નહિ. અર્થાત્ અખુટ ભંડાર રહેશે.

૭ સાતમી તેગ ( તલવાર ) થી અંદરમાં કામ ક્રોધાદિ તેમજ બહારના દુશ્મનો હરકત કરશે નહિ જેમ કે; હરિનું સુદર્શન ચક્ર, શંકરનું ત્રિશુલ અને બીજા દેવોનાં શસ્ત્ર છે, તેમ, હે પંગર આ તેગ તમે સત ક્ષત્રિય હોવાથી આપવામાં આવી છે.

**શ્રી અમરલાલની** અમૃતવાણી સાંભળીને પગર સત અતિ હર્ષથી વારંવાર દંડવત્ નમસ્કાર કરવા લાગ્યો. પછી, બે હાથ જોડીને કહ્યું કે,—" આપ મારા સદ્ગુરૂ છો અને હું આપનો સેવક છું." વગેરે વચનોથી સતે સ્તુતિ કરી. ત્યાર પછી, **શ્રી ઉડેરાલાલે** પગર સંતને દરિયામાંથી **શ્રી વરૂણ-દેવની** અપાર લીલા બતાવી છે. તે જોઈને સત અતિ રાજી થયા, અને પછી ઘેર આવ્યા.

એક વખત **શ્રી ઉડેરાલાલ** પોતાના માતાપિતા અને ભાઈઓને પાસે બેસાડીને કહેવા લાગ્યા કે —" મારો જન્મ જે હેતુથી થયો છે, તે કર્ત્તવ્ય મારે હવે કરવુ છે. હુ **વરુણદેવ** અવતાર છુ. જેથી માણસો મારાપર પ્યાર રાખે છે. અને મેં જન્મ લઈને જે જે ચરિત્રો કરીને માણસોનાં દુખો હર્યા છે, યવન લોકોનો મદ ઉતારીને તેમને વશ કર્યા, ઇત્યાદિ તમો જાણો છો. હવે, જગત્મા વિરક્ત રહીને લોકોને ધર્મોપદેશ કરીશ. અને સઘળા મનુષ્યોના મનનો ભ્રમ ટાળીશ. **અગ્નિ** અને **જળ** આ બે દેવ જગત્માં પ્રત્યક્ષ છે, તેમાં સઘળા દેવોનો સમાવેશ થાય છે."

**શ્રી ઉડેરાલાલના** " વિરક્ત રહીને ઉપદેશ કરીશ " વગેરે વચનો સાંભળીને માતાપિતા આદિ કુટુંબીજનોને શોક પેદા થયો, અને કોઇ તો મોહને લીધે રડવા લાગ્યા. ત્યારે **શ્રી લાલ** કહેવા લાગ્યા કે —" હું બીજી કોઇ પણ ભૂમિમાં જઇશ નહિં અને અહિંજ વાસ કરીશ. પણ એકાંતમાં રહીને ધર્મનો પ્રકાશ કરીશ. તમો પણ આવીને ઉપદેશ સાંભળશો, તો તમારૂં કલ્યાણ થશે." પછી તેમણે માતા પિતાને ઉદ્દેશીને કહ્યું કેઃ—

મારામાં પુત્ર ભાવના રાખશો નહિ. પણ અન્ય વિરક્ત પુરૂષ સમાન જાણજો. કેમકે —આ જગતમાં કોઇ કોઇનું નથી. સઘળા પ્રારબ્ધ યોગે આવીને ભેગા થયા છીએ. જેમ પક્ષિયો ઝાડપર, યાત્રાળુઓ દેવાલય કે ધર્મશાળાઓ વગેરે ઠેકાણે ભેગા થાય છે, પણ કોઈ કોઈના સાથે આવતા જતા નથી. તેમ આ શરીર પંચ ભૌતિક છે, તે કદિ સ્થાઇ રહેશે નહિ. આ જગત્ નાશવંત છે. તેથી તેનો શોક કરવો વ્યર્થ છે. એકજ **આત્મદેવ** અવિનાશી છે, તેને ઓળખો." વગેરે **લાલ**નાં વચનો સાંભળીને તેઓ અતિ રાજી થયા, અને માતા **દેવકીજી** તો તેમને પોતાના હૃદય સાથે દાબીને રૂદન કરવા લાગ્યાં. ત્યારે, **શ્રી ઉડેરાલાલે** કહ્યું કે:—"હું વિદેશ નહિ વિચરૂં, પણ વિધાતાની ઈચ્છા અનુસાર દેશમાં રહીને **શ્રી અમરલાલજી**ના યશ વિસ્તારીશ." એમ કહીને તેમને શાંત કર્યાં.

ત્યાર પછી, **લાલ** નૈષ્ટિક બ્રહ્મચર્ય વ્રત હમેશને માટે ધારણ કરવાનો નિશ્ચય કરીને ધર્મોપદેશ કરવા લાગ્યા. અને પોતાની સાથે **પંગર સંત** તથા તેમના ભાવિક ભકતોને પણ સાથે રાખતા.

એ પ્રમાણે કેટલોક વખત વ્યતીત થયા બાદ વિચાર્યું કે;— આ પ્રવૃત્તીમાં આનંદ નથી. જેથી હવે એક સુદર મંદિર બનાવીએ તો સંતોને રહેવાને સુખાકારી થાય એટલે તેમણે પોતાની જન્મભૂમિ **નશરપુરમાં** એક સુંદર વિશાલ મદિર કરાવ્યું. અને તેનું નામ "શ્રી **દરીઆસ્થાન**" રાખ્યુ. તેમાં એક સુવર્ણમય સિંહાસન રાખવામાં આવેલ છે. અને તેના પર **જલની ઝારી** રાખવામાં આવેલ, **કંથા** (ગોદડી) **પંગર સંતે** આંગપર ઓઢી લીધી, અને **વર** આંગળીમાં પહેરી લીધી. **ઢકુલા** સનમુખ રાખ્યો. અને **દેગને** પણ ઉત્તમ સ્થાનમાં રાખી દેવામાં આવી.

એ પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી, **પંગર સંતને** મુખ્ય અને મધ્યસ્થે રહીને એક હુશિયાર જોશી પાસે સુભ મૂહુર્ત જોવરાવીને **અખંડ** જ્યોતિઃ મંદિરમાં કરવાની શરૂઆત કરી, અને **પંગર** સંત પૂજારી થયા.

ત્યારબાદ ત્યાં **શ્રી ઉડેરાલાલ** અમૃત ભરેલી વાણીથી લોકોને ઉપદેશ કરવા લાગ્યા. જેથી જયાં ત્યાં એમનો પંથ ફેલાયો. એમના ઉપદેશથી લોકો સાકાર નિરાકાર ભેદો યથાર્થ રીતે સમજવા લાગ્યા. અને ખાસ વેદાત માર્ગને અનુસરતી વાણી હોવાથી જ્યાં ત્યાંથી અગણિત જનો તેમની પાસે આવવા લાગ્યા વળી દર્શન, પર્શન અને શ્રવણને માટે આવનારાઓને પણ મનવાંચ્છિત ફળની પ્રાપ્તિ થવા લાગી.

**દેગ** મન વાંચ્છિત ભોજન તૈયાર કરી આપતી હતી. તેથી હિંદુ મુસલમાન જે કોઇ આવતા તેમને તૃપ્તિ થવા લાગી.

પ્રાંતઃ અને સંધ્યા સમયે ઢકુલાના મધુર રાગો થવા લાગ્યા. જેથી ઈંદ્રભૂવનથી પણ અધિક આનંદની પ્રાપ્તિ થવા લાગી.

આ ઠેકાણે સર્વ લોકોને **શ્રી રામચંદ્રજી** ભગવાનના વચનોથી જેમ **લક્ષ્મણજી** આદિ જનોને કર્મ, ઉપાસના અને જ્ઞાનની પ્રાપ્તિ થતી હતી, તેમ સૌને અધિકાર પ્રમાણે જ્ઞાનનો ઉપદેશ નિત્ય થવા લાગ્યો. એ ઉપદેશથી જ્ઞાની થાય, તેનાં મુખ્ય લક્ષણો નીચે લખ્યા પ્રમાણે છે —

જ્ઞાની ભૂમિ સમાન રહે છે, અને તે જરાપણ અભિમાન ન રાખે. વળી, તે સધળાપર ઉપકાર કરે, અને અમાની રહે.

જ્ઞાની પાણી સમાન શુદ્ધ રહે, સઘળાના અજ્ઞાનને હરે, અર્થાત તેને પણ જ્ઞાનવાન બનાવે.

જ્ઞાની **અગ્નિ** સમાન શુદ્ધ રહે છે. વળી જે સેવે તેને સવ વસ્તુની પ્રાપ્તિ થાય છે, અને અપવિત્રને પવિત્ર કરે છે.

જ્ઞાની **વાયુ** સમાન રહે છે, તે સઘળે ઠેકાણે વિચર્યા કરે છે, છતાં કયાં પણ લેપાતો નથી.

જ્ઞાની **આકાશ** સમાન રહે છે; તે સઘળે ઠેકાણે આત્મ દૃષ્ટિ રાખે છે, જેથી કોઈ સાથે રાગ દ્વેષ કરતો નથી. વિગેરે જ્ઞાનીનાં લક્ષણો સમજવા.

એક વખત શ્રી **ઉડેરાલાલ** સતો અને હરિ ભકતોની સભા ભરીને બેઠા હતા, તે વખતે તેઓએ ફરમાવ્યું કે,—"**જ્યોતિઃ** અને **જલ**માં સઘળા દેવો છે, તેથી એમની ઉપાસના પ્રબલ છે. માટે પૂર્ણ પ્રેમ રાખીને તેમને જે સેવશે, તેમને અતિ સુખની પ્રાપ્તિ થશે. વળી, જ્યાં જ્યાં ક્ષત્રિય કુળ રહેતા હોય, ત્યાં ત્યાં **દરિયાસ્થાન** કરવુ. જુવો, અમે પણ **દરિયાસ્થાન** કરીને **પંગર સતને** પુજારી બનાવ્યો છે, અને તેઓ વંશપરંપરા પુજારી કહેવાશે. માટે તેમને ગુરૂ સમાન માનવા. અને બીજા સઘળા તેમના સેવક સમાન છે માટે એમની આજ્ઞા પાળવી. વળી, ગાય બ્રાહ્મણની પ્રતિપાલના કરવી. અને કથા, કીર્તન, ધ્યાન કે જેથી કલ્યાણ થાય, તેવા કામો કરજો."

આ પ્રમાણેનો મારો ઉપદેશ વારવાર હૃદયમાં પ્રેમપૂર્વક ધારણ કરજો. અને **સપ રાખજો** તો તમારૂં કલ્યાણ થશે. વળી તેથી અંતે પરમ પદની પ્રાપ્તિ પણ થશે."

આ અમૃત ભરેલી વાણી સાંભળીને સર્વે શ્રોતાજનો અતિ પ્રસન્ન થયા. અને શ્રી **લાલ**ને નમસ્કાર કરવા લાગ્યા.

ત્યાર પછી, **પંગર સતે** આજ્ઞા અનુસાર શ્રી **અમરલાલ** સંબંધી લોકોને બહુ બહુ ઉપદેશ કરવો શરૂ કર્યો. વળી, તે નમ્રતા આદિ ગુણોએ ભરપૂર અને વચન સિદ્ધ પુરૂષ હોવાથી ઘણા લોકો તેમના સેવક થયા.

**ઇતિ શ્રી ૬ છઠો તરંગ સમાપ્ત.**

---

## તરંગ ૭ સાતમો.

## પગર સતની પ્રભુતા જોઇને સોમા તથા ભેડાને થએલો પસ્તાવો, અને તેમની શ્રી ઉડેરાલાલે સમજુતી કરાવી તે વિષે.

**પગર સંતની** પ્રભુતા અને રિદ્ધીસિદ્ધી દિનદિન પ્રત્યે વધવા લાગી. તે **રત્નરાયના** બે છોકરા **સોમા** તથા **ભેડાને** પ્રત્યક્ષ જોવામાં આવતાં તેમને અદેખાઈ પેદા થઈ, અને તેથી મનમાં બહુજ પસ્તાવો કરવા લાગ્યા કેમકે —પાછીથી તેમને **શ્રી લાલ**ની આજ્ઞા હર ઘડી યાદ આવવા લાગી. શ્રી **અમરલાલજી** વિષે ઉપદેશ અને સેવા કરવાથી, લોકો તરફથી તમોને જે ભેટ મળે તે ખુશીથી સ્વીકારજો વગેરે શ્રી **લાલ**ની આજ્ઞા અમે માન્ય કરી નહિ, તેથી અમારી પાસે કઇપણ રિદ્ધીસિદ્ધી નથી. એવી રીતે પસ્તાવો કરતાં કેટલાક વખત પછી, છેવટે બન્ને ભાઈઓ **પંગર સન** પાસે ગયા અને કહ્યું કે "—અમારા ભાઇની આપેલી સાત વસ્તુઓ આપો" **સંતે** જવાબ દીધો કેઃ—

પ્યારા! એ પ્રથમ સાત વસ્તુઓ શ્રી **લાલ** તે તમનેજ આપતા હતા. અને તેઓએ તમોને ઘણી ઘણી પ્રકારે સમજાવ્યા. છતાં પણ તમે આજ્ઞા માન્ય કરી નહિ, એટલુજ નહિ, પણ જે વખતે મને આજ્ઞા કરી, ત્યારે મે પણ તમોનેજ આપવા શ્રી **લાલજીને** વિનતી કરી હતી. ત્યારે તેઓએ કહ્યુ હતુ કે'— "**સોમા** અને **ભેડાને** કહેતાં તેઓ માનતા નથી, જેથી તમને આપવાની મારી મરજી છે." વગેરે વચનો તમે યાદ કરો. પ્રથમ તેમની આજ્ઞા ન માનવાનું આ ફળ છે. હવે પસ્તાવો કરવો એ વ્યાજબી ન કહેવાય મહા પુરૂષોના વચનોનું ઉલ્લ-ઘન કરનારને તમારી માફકજ અંતે પસ્તાવોજ થાય છે. વળી, શ્રી **ઉડેરાલાલને** તમો ભાઈ સમજીને આપેલી સાત વસ્તુઓ લેવા આવ્યા હોતો, એ પણ તમારી ખોટી બ્રાંતિ છે. કેમકે'— ઇશ્વરાવતારી પુરૂષો છે. તે તમોએ એમના જન્મથી બાળલીલા અને યવનોને વશ કર્યાં, વગેરે ચરિત્રો જાણ્યાં છે. છતાં માત્ર વિશ્વાસની ખામી હોવાથી એકડા વગરનાં મીડાં જેવું થયુ છે." વગેરે અનેક પ્રકારે સંતે તેમને સમજાવ્યા પણ તેઓએ પોતાની હઠ મૂકી નહિ. એટલે **સંતે** શ્રી **લાલનુ** મનમાં સ્મરણ કર્યું. તેથી તેજ વખતે શ્રી **ઉડેરાલાલ** સન્મુખ આવી ઉભા રહયા. તે જોઇને પંગર સંત વારવાર દંડવત્ નમસ્કાર કરવા લાગ્યો શ્રી **લાલ** તો એમના મનની સઘળી વાત જાણી ગયા હતા. એટલે **સોમા** તથા **ભેડા** તરફ જોઈને તેઓ બોલ્યા કે;— "તમોને પ્રથમ કહેવામાં આવેલ, તે વખતે માન્યુ નહિ. અને હવે, પાછળથી શા માટે પસ્તાવો કરો છો? તમારા પસ્તાવાનું કારણ પણ વ્યાજબી નથી. કારણ કે,—આ **પંગર સંતે** પૂર્વે બહુજ ભકિત કરી છે. તેથી તેનું ફળ પરિપકવ

થવાથી, આ જન્મે મળેલું છે. છતાં તમોને હું ખુશીથી જલની ઝારી આપુ છું, તે તમે સભાળો. શ્રી **અમરલાલજી**ના ભંડાર ભરપુર છે, તેમાંથી તમે પણ ખાઓ, ખરચો અને **સંપ રાખજો.** એટલે તમે પણ સુખી થશો." વગેરે અમૃત ભરેલાં વચનો કહીને સમજુતી આપીને સઘળાઓને રાજી કર્યા.

## ઇતિ શ્રી સાતમો તરગ સમાપ્ત.

---

## તરગ ૮ આઠમો.

## પગર સંતે બીજી સ્ત્રી કરી તે બાબત આજ્ઞા; શ્રી લાલનુ જહેજા જમીન તરફ પધારવુ, અને ત્યાં એક ખેડુત તથા તેની સ્ત્રીને ન્યાલ કરવા વિષે.

**પગર** સંત તથા તેની સ્ત્રી વૃદ્ધાવસ્થાનાં થયા, છતાં અદ્યાપિપર્યન્ત કંઈપણ સતાનની પ્રાપ્તિ થઇ નહિ. એટલે તેમણે બીજી વાર લગ્ન કર્યાં તે સ્ત્રીનું નામ **અમાબાઇ** હતું.

શ્રી **ઉડેરાલાલ**ને આ વાતની ખબર પડવાથી તેઓ તેમની પાસે આવ્યા. એટલે **સત** કુટુબ સહિત તેમના ચરણમાં દંડવત્ નમસ્કાર કરવા લાગ્યા. પછી, શ્રી **ઉડેરાલાલે** બીજી સ્ત્રી કરેવા વિષે પૂછ્યુ. એટલે સતાન થવાથી ગાદીનો પાછળ કોઈ વારસ થાય વગેરે કારણો બતાવ્યા એટલે શ્રી **લાલજી**એ કહ્યું કે "સત પુરૂષોને ભકિત અને" પરોપકાર કરવો. એજ ફીકર રાખવાની છે. પણ ગાદિ, સતાન કે દુનિયાની ખોટી માયામાં લુબ્ધ થવુ, એ યોગ્ય ન કહેવાય." આ અમૃત ભરેલી વાણી સાંભળીને **સતે** વારવાર નમસ્કાર કરીને માફી માગી. અને હવે જેવી આપની આજ્ઞા હોય તેમ સેવક કરવાને તૈયાર છે. એટલે

**શ્રી ઉડેરાલાલ** બોલ્યા કેઃ—" અમાંબાઇ અમા છે, તેને હવેથી તમે અમાંબાઈ ( મા ) કહો." સ તે આજ્ઞા માન્ય કરી. એટલે જોત જોતામાં શ્રી **લાલજી** ત્યાંથી અદ્રષ્ટ થઈ ગયા.

પ્યારા ભાઇયો અને બહેનો, એક વખત એવો બનાવ બન્યો કે, **શ્રી ઉડેરાલાલજી** છરી, કટારી, તલવાર આદિ હથિયારો બાંધી, હાથમાં નેઝો પકડી, ઘોડાપર સ્વારી કરીને **જહેજા** નામની જગ્યાએ પધાર્યા. એટલે ત્યાં એક જટ—( ખેડુત ) બેઠેલો હતો. ત્યાં તેને પુછ્યુ :—" આ જમીન કોની છે? " ત્યારે તેણે બે હાથ જોડીને વિનતીથી કહ્યુ કે,— હે ! દયાળુ પ્રભુ મારી છે ત્યારે ફરીને શ્રી **લાલજી**એ પ્રશ્ન કર્યો કે, " આ જમીનની કિમત કેટલી લઈશ " તેણે જવાબ વાળ્યો કે.—આપની મરજીમા આવે તે આપો. આ વાકય સાંભળીને શ્રી **લાલજી** બહુજ ખુશી થયા. અને તે જમીનને બતાવેલ ઠેકાણે ખોદવાને ખેડુતને હુકમ કર્યો. તેણે આજ્ઞા પ્રમાણે તે ઠેકાણે ખોદવા માંડયુ તો, થોડી વારે તેમાંથી **હીરા માણેક**, આદિ અનેક તરેહના **ઝવાહીરો** નીકળી પડયાં. આ જોઇને પેલો ખેડુત વિચારમાં પડી ગયો. અને જટને શ્રી **ઉડેરા-લાલે** તે જવાહીરો વગેરે ઘેર લઇ જવાને કહ્યુ. તેણે બે હાથ જોડીને અરજ કરી કે;—હે ! દયાળુ હુ મારી સ્ત્રીને પૂછી આવુ ? શ્રી **ઉડેરાલાલે** પુછી આવવાને આજ્ઞા આપી. એટલે તે પોતાની સ્ત્રી પાસે ગયો. અને સઘળી હકીકત પોતાની સ્ત્રીને કહી સંભળાવી. આ જટની સ્ત્રી ઘણીજ ચતુર હોવાથી તેણે પોતાના પતિને હીરા માણેક આદિ જવાહીરો લેવાની ના પાડી અને પોતે પણ પતિની સાથે શ્રી **ઉડેરાલાલ** પાસે આવીને પોતાના પતિની જોડે બે હાથ જોડીને બને જણ વારવાર નમસ્કાર કરવા લાગ્યાં. અને પછી, વિનતીથી કહયું કે,—હે ! દયાળુ લાલ !

આપ જો પ્રસન્ન થયા હો તો આપની સેવા અમને આપો, તે સિવાય અમને કંઇ પણ જોઇતું નથી. શ્રી લાલે હીરા માણેક આદિ ઘણી દોલતથી ન્યાલ થઈ જવા તેઓને કહ્યું. પણ તેમણે પ્રભુને વિનંતી કરી કે;--હે દયાળુ પ્રભુ! એ દોલત અમારી આંખો ખુલી છે, ત્યાં સૂધીજ કદાચ કામ આવે. પણ પરલોકમાં તો એક સેવા સમાન કોઈ પણ વસ્તુ એટલી ઉપયોગી નથી. માટે અમે તો આપના સેવક થઈને આપના ચરણ કમળની સેવા માગીએ છીએ.

આ પતિ પત્નીનાં નમ્રતા ભરેલાં વચનો સાંભળીને **શ્રી ઉડેરાલાલ** બહુજ પ્રસન્ન થયા. અને તેમને સેવાના અધિકારી જાણીને કહ્યું કે–"તમો ખુશીથી સેવા કરજો. અને **શ્રી અમરલાલની** ભર્યા ભંડાર છે, તેમાં હીરા, માણેક આદિ અપાર વસ્તુઓ છે."

એ પ્રમાણે કહીને પોતાનો નેઝો જમીન પર જગ અડાડયો કે:–તરતજ જમીન ફાટી અને તેઓ ઘોડા સહિત અંદર સમાઇ ગયા. આ દેખાવ તેઓ દંપતીને માત્ર સ્વપ્ના જેવો લાગ્યો.

આ ખબર **પગર** સંત તથા **આહે** વઝીર વિગેરેને પડી કે–તેઓ સઘળા ત્યાં આવી પહોચ્યા. વઝીરે ત્યાં કુઓ કરવાને કહ્યુ અને **પગર** સતે ત્યાં મંદિર કરીને તેમાં **જ્યોતિ:**ની સેવા કરવાને કહ્યુ.

આ પ્રમાણે તેઓએ પોતપોતાનો ભાવ હતો, તે અનુસાર મત ભેદથી મરજી બતાવી. છેવટે બીજા કેટલાક ભાવિક ભકતોએ કહ્યુ કે:– એ બાબત મતભેદ તજીને **શ્રી લાલની** આજ્ઞા

થાય તે પ્રમાણે કરવું ઉચિત છે. પછી, બન્ને જણે શ્રી અમરલાલને શું કરવું ? તે બાબત અરજ કરીને પૂછ્યું કેઃ–"હિંદુઓ મંદિર કરીને જયોતી.ની સેવા કરે. અને મુસલમાન લોકો કુબો કરે, તો પણ તેમની મરજી મને તેથી કશો લેપ નથી. મને તો જે જેવી ભાવનાથી ભજશે, તેમને તેવુ ફળ થશે." અર્થાત્ મારો અવતાર ઐકયથી સંપીને પોત પોતાના ધર્માનુસાર ચાલો, અને ખોટી ભેદ દ્રષ્ટિ તજી દેવા માટે થએલો છે.

ઉપર પ્રમાણે આજ્ઞા થવાથી ત્યાં હિંદુઓએ મ્હોટું સુંદર મંદિર કરીને તેમાં અખંડ ચાર જયોતિ જાગતી રાખેલી છે. અને મુસલમાન લોકોએ ત્યાં કુબો કરાવેલ છે. અને તેમને જીંદ પીરના નામથી માન આપી સેવા કરે છે.

ઇતિ શ્રી આઠમો તરંગ સમાપ્ત.

---

## તરંગ ૯ નવમો

### શ્રી ઉડેરાલાલનો મેળો; પગર સંતને અમરધામ જવું, અને તેમની બુદ્ધિ નામની સ્ત્રીને પુત્રની પ્રાપ્તી વિષે.

સિંધ દેશમાં જયાં જહેજા જમીનમાં હિંદુઓએ મંદીર અને મુસલમાનોએ કુબો કરેલ છે. ત્યાં જીહેની ગામ રેલ્વે સ્ટેશનથી નજદીક આવેલુ છે. એમાં દર વરસે આસો સૂદ અને ચૈત્ર ૨ ને દિવસે શ્રી ઉડેરાલાલનો મોટો મેળો ભરાય છે. એ મેળામાં લાખો માણસો આવે છે અને લાખો રૂપીયાનો માલ વેચાય છે.

હવે, ઘણી મુદત સૂધી **પગર** સંતે અતિ ચતુરાઇથી પોતાના સેવકોને **શ્રી લાલજી**ની આજ્ઞા પ્રમાણે **શ્રી અમરલાલનાં** સ્વરૂપ વિષે જ્ઞાન આપીને સ્વધર્મનો પ્રચાર વધાર્યો. અને ત્યાર પછી, **શ્રો અમરલાલ**ની આજ્ઞાથી **સત** તેમના ધામમાં ગયા. તે વખતે સાત વસ્તુઓ તથા ગાદી **અમાંબાઇને** આપી. એટલે તેમણે પણ **પગર સત**ની માફક સારી રીતે ઘણી મુદત સૂધી સેવા કરીને લોકોની કીર્તિ મેળવી હતી.

એક દિવસ ગાદીના વારસાની ચિંતાને લીધે; તે નદીને કિનારે જઇને તપ કરવા બેઠી. જ્યારે સાત દિવસ તપ કરતે થયા, ત્યારે નદીમાંથી ગેબી અવાઝ થયો કે—"**પંગર સત**ની બુદ્ધિ સ્ત્રી છે, તેને એક છોકરો થશે."

આ પ્રમાણેનો અવાજ સાભળીને તેને આશ્ચર્ય લાગ્યુ. જેથી તેણે બે હાથ જોડીને વિનતી કરી કે—હે દયાલ! એમ થાય તો અમારો જગતમાં અપજશ થાય ત્યારે ફરીથી અવાજ થયો કે,—"જેઓ ખરી રહેણી કરણીવાળા સતપુરૂષો છે, તેમનો કદીપણ અપયશ થતોજ નથી અને તમારૂ રૂડુ દેખાશે, તેવી રીતે થશે. કેમ કે—**પગર સત** પોતે આવશે, અને તેમને ઘણા લોકો નજરે જોશે" આવી રીતની અમૃત ભરેલી વાણી સાંભળીને તેણે વારવાર નમસ્કાર કરીને પોતાના ઘર તરફ આનંદથી ચાલવા માંડ્યુ.

**અમાંબાઇ** પોતાને ઘેર આવીને ત્યાં બનેલી સઘળી વાત બુદ્ધિને કહી સભાળાવી. એટલે તે પણ મનમા બહુજ રાજી થઇ.

કેટલાક દિવસો પછી, **શ્રી અમરલાલે પગર સંત**ને નવ યુવાન શરીરે બુદ્ધિ પાસે મોકલ્યા ત્યાં રાત્રે ઘેર તેની

સ્ત્રી સૂતેલી હતી, તેની પાસે આવીને બેઠા. એટલે તેજ વખતે તેની આંખ ઉઘડી ગઈ, અને જોયુ તો પેતાનો પતિ દૃષ્ટિએ પડયા. એટલે તેણે બે હાથ જોડીને તેમને નમસ્કાર કર્યાં. અને બુદ્ધિએ તે વખતે પોતાનુ શરીર જોયું તો, યુવાન સ્વરૂપવાન જણાયું.

પગર સત તે સ્ત્રી પાસે લગભગ અર્ધિ રાત્રિ વ્યતિત થવા આવી ત્યાં સુધી રહ્યા. ત્યારબાદ ત્યાંથી ચાલ્યા ગયા. જતી વખતે સતના બીજા ઘણા લોકોએ દર્શન કર્યાં હતા. છેવટે તેઓ દરિયામાં અદૃષ્ટ થઇ ગયા.

સવારમાં **પંગર** સંત આવવાની સઘળી હકીકત બુદ્ધિએ **અમાંબાઇને** કહી સંભળાવી પછી કેટલીક મુદ્દતે બુદ્ધિને એક સ્વરૂપવાન છોકરો અવતર્યો. એટલે તે છોકરાને **અમાંબાઇને** ખોળામાં આપ્યો. ત્યારે માતા **અમાંબાઇએ** છોકરાને આશિષ આપતી વખતે કહ્યુ કે, "**ચિરજીવી રહો, અને બુઢો થા.**" તેથી તેનુ નામ પણ **બુઢો** ઠક્કર પાંડયુ.

વળી જ્યારે આ છોકરાને **અમાંબાઇ** ધવરાવવા લાગ્યાં તો તેમને પણ **શ્રી અમરલાલની** કૃપાથી સ્તનમાંથી દૂધ આવ્યું, અને તે છોકરો ધાવવા લાગ્યો.

આ છોકરો ૧૬] સોળ વર્ષનો થયો તે દરમિયાનમાં તો ઘણી સારી વિદ્યા ભણીને હોશિયાર થયો હતો. એટલે **અમાંબાઇ** એવી **અમરલાલની** સાત વસ્તુઓ તથા ગાદી **બુઢાને** આપી.

જયારથી બુઢો ઠક્કર શ્રી લાલજીની સેવા અને ઉપદેશનું કામ કરવા લાગ્યો, ત્યારથી તેણે શ્રી અમરલાલની મહિમા વિષે પોતાની મધુરી વાણીથી લોકોના મનમાં ધર્મની ઉંડી છાપ પાડી દીધી. અને તેમના ઘણા સેવકો થયા.

જ્યારે તે બરોબર યુવાન થયો, ત્યારે તેણે વિવાહ કર્યો. પછી, શ્રી અમરલાલની કૃપાથી તેને ત્યાં પુત્ર પૌત્રાદિક અનેક તરેહના સંસારિક વૈભવો થઇ પડયા, તો પણ તેમાં લુબ્ધ થયો નહિ.

ઇતિ શ્રી નવમો તરંગ સમાપ્ત.

---

## તરગ ૧૦ દસમો.

### શ્રી ઉડેરાલાલ સેવકોની પીડા હરવા માટે સિંધમાં સખર બખર પાસે ફરીથી પ્રગટ થઇને લોકોને આજ્ઞા કરી, તથા એક સોદાગરના કુટુંબને સંકટ-માંથી મુકત કરીને પરચા બતાવ્યા તે વિષે.

હવે, કેટલીક મુદ્દતે શ્રીઉડેરાલાલે જનોની પીડા હરવા માટે બીજા ઇશ્વરી અવતારોની માફક ઘણી લીલા કરી છે.

સિંધમાં સખર બખર શહેરની પાસે જયાં દરિયા છે, અને સિંધુ નદી વહે છે. એ સ્થળને જોઈને લોકોના મનને અતિ આનંદ થાય છે. તે ઠેકાણે "શ્રી અમરલાલ પ્રગટ થયા, અને દયાળુ લાલે ફરમાવ્યુ કે—"આ જે અચાનક સ્થાન તેને તમે સારરૂપ જાણજો. અને અહિં પણ મારો પ્રભાવ

માનીને પ્રીતિથી સેવા કરજો. આ ઠેકાણે મંદિર કરીને તેમાં **અખંડ જ્યોતિ** કરજો તેના પ્રકાશથી અંધારાનો નાશ થશે. વળી, મારી જગ્યામા પૂજારી અને મુઝાવર જે સારા હોય તેમને રાખજો. અને તેઓ જો ખરા ભાવથી સેવા કરશે તો તેમને રિદ્ધિ, સિદ્ધી અને નવ નિધિ પ્રાપ્ત થશે." એ પ્રમાણે બોલીને જે **ખ્વાજા, શ્રી ઉડેરાલાલ** અને **જીંદ** પીર કહેવાય છે, તેઓ આ ઠેકાણે અદ્રસ્ય થયા.

જ્યારે, ઘણો કાળ વ્યતિત થયો, ત્યારે એક કૌતક થયું. તે વિષે એક સોદાગરની કથા કહુ છુ, તે તમે લક્ષ રાખીને સાંભળો.

પંજાબ દેશમાં જ્યાં પાંચ નદીઓ અતિ વહન કરે છે, અને **પટ્ટનપુર** આદિ ઘણા ગામોમાં અતિ શોભા આપે છે. ત્યાં **દલુ** નામે રાજા રાજય કરતો હતો, તે પોતાના પુણ્યના ભોગથી સ્વર્ગના અંદર **ઈંદ્રરાજા** શોભતો હોય, તેવો શોભતો હતો. અને સિંધ દેશમાં **બખર** સૂધી એટલે લગભગ એક સો ગાઉ એ રાજાની હદ હતી. ત્યાં એક સોદાગર પોતાના વહાણમાં ઘણોજ માલ ભરીને વેચવાને આવ્યો અને તે પોતે ઘણોજ ધનવાન હોવાથી રાજાએ તેને માન આપવાની ખાતર પોતાના માણસોને મોકલ્યા. તે સોદાગર પોતાના કુટુંબને પણ સાથે લાવ્યો હતો. તેથી કેટલીક દાસીઓ પણ સનમાન માટે ગઈ હતી. તેઓ વહાણ અંદર ગયાં, ત્યારે એક યુવાન ઘણોજ મોહ પમાડે તેવી સ્વરૂપવાન તેઓએ તે સોદાગરની છોકરીને દીઠી. એટલે એક નોકર તેની ખૂબસુરતી વિષે કહેવાને રાજા પાસે દોડતો ગયો. અને બોલ્યો કેઃ—"હે! રાજા, વહાણમાં

મેં જે ખૂબસુરત સ્ત્રી જોઇ, તેની આગળ રમા (લક્ષ્મી) પણ અલ્પ છે. એટલુંજ નહિ, પણ જગત્‌માં એના જેવી બીજી ખૂબસુરત સ્ત્રી નથી. તેના તમામ શરીરની કાન્તિ કામદેવની સ્ત્રી રતીના જેવી છે, તેનાં નેત્રો જોતાં જલદીથી ચિત્તને તે ચોરી લે છે."

આ વાત સાંભળતાંજ રાજાના શરીરમાં શુદ્ધિ જતી રહી, અને રાત્ર દિવસ તે સ્ત્રી તેના હૃદયમાં વસી રહી. જેમ, વિકાસ પામેલા કમળની ભ્રમર સુગંધ લેતા હોય, તેમ રાજાના અંગને કામદેવે પકડી લીધો. જેમ, આકાશની અંદર પક્ષીઓને બાઝ પક્ષી પકડે છે, તેવી રીતે રાજ કાજનું કામ તજી દઈને તે દીનતાને આધીન થયો, અને ચિત્તથી ગુમવા લાગ્યો.

પછી, રાજાએ તે સ્ત્રીના બાપ (સોદાગર) ને બોલાવી લીધો, અને પોતાના ચિત્તની અકળામણની વાત કહી.

હે! સોદાગર, જો તુ સુખની ઇચ્છા રાખતો હો, તો મારી વાત કબૂલ કર. કેમકે તારી દીકરી મારા મનમાં વસી છે, તે મને સોંપી દે, નહિ તો તેનું નષ્ટ ફળ ચાખીશ.

તે સોદાગરે રાજાના અનીતિનાં વચનો સાંભળીને ભયભીત થઈ, શરીરની અંદર કંપવા લાગ્યો પછી, સમુદ્ર કિનારે પોતાનું વહાણ હતું ત્યાં ગયો અને તે વાત પોતાની સ્ત્રીને કહી સંભળાવી. વળી, વિશેષમાં બોલ્યો કેઃ—, આ જગ્યાએ આપણો મૃત્યુ થવા સંભવ છે. કારણ કે, આ કપટરૂપ અનીતિનો ભંડાર રાજા પોતેજ જન્મેલો હોયની! તેને આ ગુણવાન દીકરી કેમ આપીએ? અર્થાત ન અપાય. આ વાત તે સ્ત્રીએ સાંભળી કે તેને રાત્રીની

વીજળીની માફક હૈયામાં ઝટકા જેવી લાગી. અને મનમાં બહુ ક્રોધ થયો. અને તેથી પોતાનું માથુ જમીનમાં પછાડવા લાગી. પછી તે બોલી કે,—હે નાથ! આ ઠેકાણે કોઈપણ જાતનો ઉપાય ચાલે તેમ નથી. માટે ગળે ફાંસો ખાઇને મરીએ.

આ માતાપિતાના સંકટની વાત સાંભળીને તેની પુત્રી અકળાવા લાગી, અને તેનુ શરીર થરથર કંપાવા લાગ્યુ; પછી, તેણે ભયને હરવાવાળા એવા જે શ્રી જલનાથ (વરૂણદેવ) ની સ્તુતિ કરવા લાગી કે:—“ હે! સર્વના નાથ, અમે તમારા ખોળામાં પડયા છિયે. માટે તમે કૃપા કરીને સંકટ દૂર કરીને સત્ રાખી લેઓ.” આ પ્રમાણે પ્રાર્થના કરી અને સઘળા અન્નપાણી તજી દઇને વ્રત કરવા લાગ્યા.

જ્યારે એવી રીતે ત્રણ દિવસ વીતી ગયા, ત્યારે છોકરીના મનમાં રાત્રિમાં એક સ્વપ્નુ આવ્યુ કે; જાણે હુ જીદપીરના સ્થાનકમાં આવી ઉભી છું; અને જે પીરના પણ પીર અને દેવના પણ દેવ છે, તે કહે છે કે,—“ તારા તનમાં કંઇપણ દુઃખ નહિ થાય, માટે તારા મનમાં ભય ન રાખ. અને મતિમંદ રાજા છે, તે હવે દુઃખરૂપી કુવામાં પડશે.

વળી, ત્રણ દિવસ પછી અહિંથી પાણી ખશી જશે. અને તે રાજ્યથી ભ્રષ્ટ થશે. એ હકીકત તારા માતાપિતાને કહેજે.”

આ સ્વપ્નની વાત તેણે માતાપિતાને નિવેદન કરી, જેથી તેઓ બહુજ રાજી થયાં. પછી, તે સોદાગરે તથા તેની સ્ત્રીએ ઘણું ધન ખરચીને ધર્મદાન કીધું અને દરિયાનાથની સ્તુતિ કરીને પોતાની મતિ દ્રઢ કરી.

તે સોદાગરે રાજાને સાત દિવસનો વાયદો કીધેલ, તેની તે રાહ જોયા કરે છે. અને પોતે ગામમાં લેવા દેવા સંબંધી જે કંઇ કામ હતું તે તરત કરી લીધુ. જયારે ત્રણ દિવસ પૂરા થયા; ત્યારે સિંધુ ત્યાંથી દૂર જતો રહ્યો. અને પ્રાતકાળે ઉઠીને લોકોએ જોયુ તો ત્યાં પાણી જોવામાં આવ્યું નહિં.

આ પ્રમાણે રાત્રિ વચમાં થઈ ગએલી બિના કોઇ માણસે તે રાજાને ઝાહેર કરી. એટલે તે સાંભળીને ચકિત થઈ ગયો. અને મનમા વિચાર્યું કે; મે આવેલા સોદાગરને પીડયા, તેથી આ તેનો શ્રાપ થયો. અને તે વખતે મહા નાશકારી ભૂકંપ થયો, તેથી જે અધર્મી જનો છે, તેને કયાંય પણ સુખ થાય નહિં, અને તે સોદાગરે નિત્ય નિયમ લીધો તે સાંભળો.

દરરોજ એક મોટો રોટલો—પકાવીને તેનો ભૂકો કરીને દરિયામાં નાંખીને અન્નપાણી ગૃહણ કરવા લાગ્યો.

પછી ત્યાં રાજાનો નાશ થયો. કેમકે, દુષ્ટને કયા પણ શાતિ થાય નહિં. અને સજન તે કે જે નીતિનો ત્યાગ ન કરે; અને અનીતિને તજે, તેને સુખજ થાય.

પછી, તે સોદાગરે આનંદથી **શ્રી દરિયાલાલ**ને નમસ્કાર કરીને પોતાનુ વહાણ હંકાર્યું. અને તે જોત જોતાંમાં **સખર** પાસે ઓચિંતુ આવી પહોંચ્યુ. તે વહાણને જાણે પરમ કૃપાળુ **શ્રી દરિયાલાલે** પ્રતિપાલના કરીને ખેંચી લીધો હોયની! એમ જણાયુ.

સઘળા વહાણમાંથી ઉતરીને **શ્રી દરિયાલાલ**ની સમીપે ગયા. અને મનને શાંત કરવા સારૂ પ્રભુના પદને ગ્રહણ કરીને નમન કર્યું.

જે છોકરીએ પોતાના સ્વપ્નમા જે સ્થાન જોએલું તે તેને જણાયુ. પછી, તેઓ પ્રાર્થના કરવા લાગ્યા કે;—" હે ! સઘળા સંકટને હરવાવાળા અને અતિ સુખને કરવાવાળા, તમે અમને સુખી કર્યા, તેથી અમો કૃતાર્થ થયા. હે નાથ ! અમે તમારે શરણે છિયે" એ પ્રમાણે તેઓ સ્તુતિ કરીને પૃથ્વીપર દંડવત્ નમસ્કાર કરવા લાગ્યા.

પછી તે સોદાગરે ત્યાં સારા સલાટો બોલાવીને **શ્રી અમરલાલનું** સુદર નવુ મંદિર કરાવ્યુ. અને તેમાં ખરા ભાવથી ઘણુ ધન ખરચ્યું. ત્યારથી **શ્રી ઉડેરાલાલની** જગત્માં જ્યાં ત્યાં ઘણી પ્રસિદ્ધિ થઇ છે.

એ **શ્રી ઉડેરાલાલ, જીદપીરને** તમે ઓળખો, એમના દરેક અમુલ્ય વચનો યાદ કરો. અને જે એક મહા મત્ર "**સંપરખજો=સપ રાખજો**" આ પચાક્ષર મંત્રને જેઓ ગ્રહણ કરશે, તેઓ નિશ્ચય સુખી થશે.

**શ્રી દરિયાલાલે** જે ચરિત્રો કીધાં છે. તેનું વર્ણન કરવાને કોઈ પણ સમર્થ નથી. કેમકે,—તેની લીલાનો પાર નથી. માટે એવા જે **શ્રી અમરલાલ** તેનું પ્રભાતે અને સાંયકાળે ખરા ભાવથી સ્મરણ કરશે તેઓ અમરરૂપ થાશે. આ શ્રી અમર કથા, શ્રી **રામ** કથાના જેમ પીડાને હરે છે. માટે વાંચી સાંભળીને પ્રેમથી જેઓ ગ્રહણ કરશે; તેનાં દુઃખો દુર થશે. અને સુખી થશે, તેમાં સંશય નથી.

આ કથા બ્રાહ્મણ, ભક્ત કે પૂજારો સારી રીતે શ્રવણ કરાવશે તો તેને પુણ્યની પ્રાપ્તિ થશે. અને ચૈત્ર માસમાં તો વાંચનાર તથા સાંભળનારાને ધર્મ, અર્થ, કામ અને મોક્ષન પ્રાપ્તિ થશે.

જેઓ શ્રી દરિયાસ્થાનના પૂજારા છે, તેમણે આ મતનો બહુજ પ્રસાર કરવાથી તેમને પણ સુખ સંપત્તિની પ્રાપ્તિ થશે. અને ખરા પૂજારાનો ધર્મ પણ એજ છે.

**શ્રી ઉડેરાલાલ** અને **જીંદપીર** નાં જયાં જયાં સ્થાન છે. ત્યાં દર્શન કરવાથી સેવકોનાં કલ્યાણ થાય છે. જયાં જહેજામાં **શ્રી ઉડેરાલાલનું** ધામ છે, અને **નશરપુર** જન્મ ભૂમિ છે, તે સ્થળોને તમે તિર્થરુપ જાણજો.

**ઇતિ શ્રી દશમો તરંગ સમાપ્ત.**

---



## જ્ઞાન તરંગ ૧૧ અગિયારમો.

## જનક અને યાજ્ઞવલ્કય મુનિસંવાદ અનુસાર જયોતિઃ દર્શન નિરૂપણ અને ધર્મ શાસ્ત્રની આજ્ઞાઓ વિષે

શ્રી ઉડેરાલાલે એકજ પરમાત્મા જયોતિઃ સ્વરૂપને માનવાનો જે ઉપદેશ કરેલ છે. તે પ્રમાણે જનક રાજાને **આત્મજયોતિ**ના દર્શન કરાવવા માટે **યાજ્ઞવલ્કય મુનિએ** પણ નીચે લખ્યા મુજબ પ્રશ્નોત્તર કરેલા છે —

મુનિ—તમે દિવસે શાથી વ્યવહાર કરો છો?

જનક—સૂર્યથી.

મુનિ—સૂર્ય અસ્ત થયા પછી શાથી!

જનક—ચંદ્રથી.

મુનિ—ચંદ્ર ન દેખાય ત્યારે?

જનક—તારાગણના પ્રકાશથી.

મુનિ—તારાગણ વાદળાંનાં કારણથી ન દેખાય ત્યારે?

જનક—અગ્નિ જયોતિઃ (દીપક) વગેરેની સહાયતાથી.

મુનિ—તે પણ ન હોય ત્યારે?

જનક—વીજળીના ચમકારાથી.

મુનિ—વીજળીના અભાવે શાથી?

જનક—શબ્દથી (માણસો તથા જનાવરોના બોલવા પરથી)

મુનિ—એ ઉપર જણાવેલી છ એ **જયોતિઃઓમાંથી** એક પણ ન હોય ત્યારે સાથી વ્યવહાર થાય છે?

**જનક**—હે કૃપાનાથ ! તે હું જાણુતો નથી. માટે આપ કૃપા કરીને સમજાવો.

**મુનિ**—હે જનક ! સાંભળ—**अत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति.**

ભાવાર્થ—**अत्र**=સ્વપ્ન અવસ્થામાં **अयं**=આ પ્રત્યેક્ષ **पुरुषः**=આત્મા **स्वयं**=પોતેજ **ज्योतिः**=પ્રકાશરુપ **भवति**=છે.

વળી જ્યોતિ. બે પ્રકારની છે. એક આત્મસ્વરૂપ અને બીજી અનાત્મસ્વરૂપ.

હવે, જે આત્મસ્વરૂપ જયોતિઃ છે, તે **જ્ઞપ્તિરૂપ** છે. અને અનાત્મરૂપ જે જ્યોતિ છે તે દીપ્તિરૂપ છે.

જે જ્ઞપ્તિરૂપજ જયોતિ. તે અજ્ઞાનને હરે છે. અને **દીપ્તિરૂપ** જયોતિ અંધારાને હરે છે.

**જનક**—હે પ્રભુ ! આપે સ્વપ્નામાં **આત્મજયોતિઃ** ના દર્શન વિષે કહ્યું. પણ **સુષુપ્તિ** કે **જાગૃત** અવસ્થામાં દર્શન કેમ ન થાય ? તે કહો.

**મુનિ**—સુષુપ્તિમાં સર્વ પ્રકારનાં જ્ઞાન વ્યવહારનો લોપ થઇ જાય છે. અને જાગૃતમાં છ એ જયોતિ અથવા ચૌદ ત્રિપુટીઓ મિશ્ર થઇ જાય છે. તેથી **આત્મજયોતિ** પ્રથકપણે જાણી શકાતી નથી, જેથી સ્વપ્ન અવસ્થાનાં દ્રષ્ટાંતથી કહી બતાવી છે. હવે, જાગૃતમાં મિશ્રણ થવા ઉપર દ્રષ્ટાંત નીચે મુજબ છે.

કોઈ એક રાજાને તેના મિત્રે ૧૫) પંદર રત્નો એક ડબામાં જોગણી જડીને પરીક્ષા કરવા માટે મોકલ્યાં હતાં, ત્યારે તે રાજાએ ઘણાજ ચતુર સરાફોને બોલાવીને કહ્યું; કે આ ડબાની અંદરનાં

રત્નોની પરીક્ષા કરી આપો. ત્યારે તે શરાફોએ તે રત્નો જોયાં તો સધળાં સાચાં માલુમ પડયાં, પણ તેમા એક જ્ઞાની શરાફ હતો તેણે બહુજ બારીકીથી તપાસીને કહ્યું કે, આ બધાં જોગણીમાં ગોઠવેલાં છે; તેથી સઘળા સમાન જણાય છે. પણ તેમને અલગ અલગ કરવાથી ખરી રીતે પરીક્ષા થશે.

ત્યારે તે રાજાએ તેમ કરવાને ફરમાવ્યુ; એટલે તેણે એકેક અલગ અલગ કરીને તપાસ્યાં તો તેમાનાં ૧૪ ચૌદ રત્નો ખોટાં જણાયાં. અને પંદરમુ એકજ સાચુ જણાઈ આવ્યુ.

હવે, સિદ્ધાંત એ છે કે,—આ શરીરરૂપી એક ડબો છે. અને તેમાં ચૌદ ત્રિપુટી (દશ ઈદ્રિયો અને ચાર અતઃકરણ જેવાં કે, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીહ્વા, ઘ્રાણ, એ પાચ જ્ઞાન ઈદ્રિયો વાક્, પાણિ, પાદ, શિશ્ન, અને ગુદા એ પાચ કર્મઈદ્રિયો. અને મન બુદ્ધિ, ચિત્ત અને અહકાર એ ચાર અત કરણ મળીને ૧૪ કરણ થયાં, તે અધ્યાત્મ કહેવાય છે. અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ,

ગધ, વચન, આદાન, ગમન, આનદ, વિસર્ગ, સંકલ્પ નિશ્ચય, ચિતન અને અભિમાન એ ચૌદ વિષયો તે આધીભૂત કહેવાય છે, અને દિશા, વાયુ, સુર્ય વરૂણ, અશ્વિનીકુમાર અગ્નિ, ઈદ્ર, ઉપેંદ્ર, પ્રજાપતિ, મૃત્યુ, ચંદ્રમા, બ્રહ્મા, નારાયણ અને રૂદ્ર એ ચૌદ કરણોના દેવતા છે. તે અધિદેવ કહેવાય છે.

એ બેતાળીશ તત્વમાંથી જો એક તત્વ ઓછું હોય; તો તેટલો વ્યવહાર જાગૃતમાં ઓછો થાય છે. પણ એ સઘળા એક **આત્મ** સત્તાને લીધે સાચા છે. તો એ શરીરરૂપી ડબામાં પાંચ જ્ઞાન ઇદ્રિયો, પાંચ કર્મ ઈદ્રિયો અને ચાર અતઃકરણ એ ચૌદ

રત્નો સમજવા. અને તે ઉપર લખ્યા પ્રમાણે અલગ અલગ કરવાથી એકજ **આત્મદેવ** સાચા સિધ્ધ થાય છે. તે વિષે એક મહાત્માશ્રીજીએ પણ કહ્યુ છે કે,–

"એક દેવ દર્શન કિયે, સબકા દર્શન હોય,
એક દેવ દર્શન વિના, અંધ કહાવે સોય. ૧.

વળી, અન્ય સ્થળે પણ કહયુ છે કે,—

"જડ ચેતન દોઉ જગતમે, તાંકો કરો બિચાર,
જડ ત્યાગે ચેતન ગ્રહે, (તો) પલમે પાવે પાર ૧.

એ પ્રમાણે સપૂર્ણ જ્ઞાનવાન પુરૂષ તો જાણી શકે છે. પણ તે વિના બીજો કોઇ અલ્પ જ્ઞાનવાળો વર્તવા જાય તો વખતે ધર્મથી ભ્રષ્ટ થાય છે. કેમકે,–**પરમાત્મા** નિર્ગુણ, નિરાકાર સર્વ-વ્યાપક, સર્વ શક્તિમાન, એકજ છે. તથાપિ આ વિદ્યમાન જગત્ પણ એમનુ જ સ્વરૂપ છે, તેને વૈરાટ પુરૂષ કહે છે. અને બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રાદિ દેવતા એ વૈરાટ પુરૂષનાં અંગ પ્રત્યંગના. સ્વસ્વ અધિકારનુ પાલન કરવાવાળા છે. માટે તેઓને પણ પોતાનુ કલ્યાણ ઈચ્છવાવાળાએ પૂજવા જોઈયે. એમાં સંશય કરીને કેવળ નિરાકારનો પક્ષપાત કરે છે. એ પોતાના અશુદ્ધ અંતઃકરણને લીધે, મન, બુદ્ધિથી પરે નિર્ગુણ પરમાત્માના સ્વરૂપને પણ ન જાણવાથી સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે. એટલા માટે અદ્વૈત સિદ્ધાંતના સ્થાપન કરનાર શંકરાચાર્ય પોતે પણ કહે છે કે;–"પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને આત્મા એ આઠ પરમેશ્વરની મૂર્તિ દેખાય છે. કેમકે, વિચાર કરવાવાળાને તે વ્યાપક પરમેશ્વર સિવાય બીજુ કાંઇ છેજ નહિ, એમ નિશ્ચય થાય છે. તે મારા ગુરૂરૂપ દક્ષિણા મૂર્ત્તિને નમસ્કાર કરૂં છુ."

૧ **પૃથ્વીની** પૂજા કરવા માટે પ્રતિમા સ્થાપન કરીને પ્રતિષ્ઠિત મંદીરમાં અથવા તો પોતાના ઘરમાં નર્મદેશ્વર, શાલિગ્રામ, પાર્થેશ્વર વગેરેની પૂજા કરવામાં આવે છે, તે પરમાત્માના નિમિત્તેજ થાય છે.

૨ **જલ** જે પરમાત્માની મૂર્ત્તિ છે, તેના અધિષ્ઠાતા દેવતા વરૂણ દેવ છે. તેની ઉપાસના માટે સમુદ્ર સંગાતી તિર્થોની યાત્રા કરવી, તથા સ્નાન, દાન આદિ પૂન્ય કરવું. એ રીતે તેનું પૂજન કરવાથી પરમેશ્વરની પ્રસન્નતા છે.

૩ **તેજ** પરમાત્માની ત્રીજી મૂર્ત્તિ છે, તેની પૂજા નિમિત્તે દેવસ્થાનમાં ધૂપ, દીપ, હોમ, યજ્ઞ આદિકર્મ કરવાથી પૂજા થાય છે.

૪ **વાયુ** એ પરમાત્માની ચોથી મૂર્ત્તિ છે, તે વાયુનો વિકાર પ્રાણરૂપ સર્વ પ્રાણીઓના શરીરમાં પણ રહેલો છે. તેને ગુરૂ મુખથી જાણીને યોગ યુક્તિથી નિરોધ કરવાથી તપોબળ વધે છે. અને તેથી પાપોનો ક્ષય થાય છે. ત્યારે હૃદયમાં પરમાત્માની શક્તિ પ્રગટ થાય છે.

૫ **આકાશ** જે પરમાત્માની પાંચમી મૂર્ત્તિ છે. તેનો ગુણ શબ્દ છે, તે શબ્દરૂપ **મંત્ર** શાસ્ત્ર વિધિથી ગ્રહણ કરીને જપ કરવાથી મન શુદ્ધિ થાય છે. તે જો મનુષ્ય કામનાને લીધે કરે તો કામના સિદ્ધ થાય છે. અને જો નિષ્કામ કરે તો જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

૬ **સુર્ય** પરમાત્માની છઠ્ઠી મૂર્ત્તિ છે. તે ક્ષણથી કલ્પ સુધી કાલ પ્રેરક ( નિયતા ) છે. એની ઉપાસનાને માટે ઉદય અને અસ્ત સમયે યથા વિધિ નમસ્કાર આદિ રીતિથી આરાધન કરવું. અને શરીરમાં પણ ચક્ષુ અને પ્રાણના અધિષ્ટાતા સુર્ય દેવ છે.

૭. **ચંદ્ર** જે પરમાત્માની સાતમી મૂર્ત્તિ છે અને સર્વ પ્રાણીઓનું મન પણ તેને આધીન છે. તેની ઉપાસના કરવાથી મળ, વિક્ષેપ આદિ ઓછાં થાય છે.

૮. **આત્મા** જે પ્રત્યક્ષ પ્રાણીઓનો ધર્મ તથા તેનું ફળ સુખ દુઃખ આદિનો સાક્ષી છે. એટલા માટે સર્વ પ્રાણીનુ હિત ચાહવાથી પરમાત્મા પ્રસન્ન થાય છે. તેથી યથા અધિકાર સ્વર્ગ તથા અપવર્ગ આપે છે.

એ પ્રમાણે ઇશ્વરની આઠ મૂર્ત્તિ વિષે ઉપાસના કરવાનું લખવામાં આવ્યુ. પણ જ્ઞાની પુરૂષ જ્યાં જાય ત્યાં પોતાનાજ ઇષ્ટ દેવને નમસ્કાર કરે છે કેમકે,—તુલસીદાસ વૃંદાવનમાં ગયા ત્યારે રાધા કૃષ્ણના ઉપાસક કહે છે કે,—

### દોહરો.

અપને અપને ઇષ્ટકુ, નમન કરે સબ કોય,
વિના ઇષ્ટ નમન કરે, સોજન મૂરખ હોય. ૧

ત્યારે તુલસીદાસજી વદે છે કે,—

કયા કહું છબી આજકી, ભલે બિરાજો નાથ,
તુલસી મસ્તક જબ નમે, ધનુષ બાણ લ્યો હાથ. ૧.

એ પ્રમાણે શ્રી ભગવાન પ્રત્યે સ્તુતિ કરી ત્યારે શ્રી કૃષ્ણ ભગવાન ધનુષ્ય બાણ ધારણ કરીને શ્રી રામચદ્રજી ભગવાન રૂપે દર્શન દીધા કેમકે—જ્ઞાની પુરુષને સર્વ ઠેકાણે પોતાના ઈષ્ટ દેવ સિવાય કઇ પણ જોવામાં આવતુ જ નથી.

વળી, વ્યવહારમાં કેવી રીતે સદાચારથી વર્તવું જોઇએ—તે વિષે મનુસ્મૃતિમાં નીચે પ્રમાણે આજ્ઞા કરી છે.

જે સન્માર્ગે પોતાના બાપદાદાઓ ચાલતા આવેલા હોય તેવા સન્માર્ગમાં આચરણ કરવું. તે પ્રમાણે આચરણ કરવાથી પુરૂષ અધર્મવડે નાશ પામતો નથી.

ઋત્વિજ, પુરોહિત, આચાર્ય, મામો, અતિથિ, આશ્રિત, બાળક, વૃદ્ધ, રોગી, વૈદ્ય, જ્ઞાતિબંધુ, સંબંધી (વહેવાઈઓ) બાંધવો, ( કાકા મામાના દીકરાઓ ) માતા, પિતા, દેરાણી, જેઠાણી, નણંદ, ભોજાઇ વગેરે, ભાઇ, પુત્ર, સ્ત્રી, દીકરીઓ અને દાસ (ચાકરવર્ગ) વિગેરેની સાથે વિવાદ કરવો નહિ.

ગૃહસ્થ ઉપર કહેલાઓની સાથે જો વિવાદ કરે નહિ તો સર્વ પાપમાંથી મુક્ત થાય છે. અને ક્ષમા વગેરેથી એઓને વશ કરવાથી સર્વ જગતને વશ કરે છે.

આચાર્ય બ્રહ્મલોકનો ઇશ્વર છે, પિતા પ્રજાપતિ લોકોનો ઇશ્વર છે, અતિથિ ઈંદ્રલોકનો ઈશ્વર છે, ઋત્વિજ દેવલોકનો ઈશ્વર છે, સુવાસણીઓ અપ્સરાઓના લોકની ઇશ્વર છે, બાંધવો વિશ્વે દેવોના ઈશ્વર છે, સંબંધીઓ વરૂણ લોકના ઇશ્વર છે, મા અને મામાઓ પૃથ્વીના ઇશ્વર છે, બાળક, વૃદ્ધ, ક્ષુધાદિકથી દુર્બળ થએલા લોકો અને રોગી આકાશના ઈશ્વર છે, મોટો ભાઇ પિતાના સમાન ગણાય છે, ભાર્યા તથા પુત્ર પોતાનુજ શરીર ગણાય છે, દાસવર્ગ પોતાની છાયા ગણાય છે, અને દીકરી એ કૃપાપાત્ર ગણાય છે.

(ઉપર કહેલા તે તે લોકના ઇશ્વર છે એટલે તેઓને પ્રસન્ન રાખવાથી તેને લોકની પ્રાપ્તિ થાય છે, આમ સમજવુ. માટે ઉપર કહેલા સંબંધીઓ તિરસ્કાર કરે તો પણ ગૃહસ્થે સદા ક્રોધ નહિ કરતાં સહન કરવું.

મનુ. અ. ૪ શ્લોક ૧૭૮ થી ૧૮૫ ઉપર જણાવ્યા પ્રમાણે સર્વાત્મદૃષ્ટિ થવાથી કોઈનો પણ દ્રોહ થતો નથી—કેમકે; શાહ અબ્દલ લતીફે કહ્યું છે કે—

બેન સિંધિ.

" કસે તીર કમાનમે, મતાં હણે મુ;
મુંમેં અઇંએ તું, મતાં તુહિંઓ તોકે લગે.

ભાવાર્થ—કમાનમાં તીર તાણીને મને માર જેમાં, મારામાં તું છે, માટે તારૂં તીર તને લાગશે.

વળી, ધર્મ શાસ્ત્રમાં જે જે આજ્ઞાઓ કરી છે. તેને મહાત્મા પુરૂષોએ અનેક ભાષામાં પ્રસિદ્ધ કરી છે. પણ તેને યથાર્થ રીતે સમજીને પાળવામાં આવે તોજ તેનું કલ્યાણ થાય છે. જેમ કે;—

**પિતા** એ ગાર્હપ્રત્ય અગ્નિ કહેવાય છે, **માતા** એ દક્ષિણાગ્નિ કહેવાય છે, અને ગુરૂ આહવનીય અગ્નિ કહેવાય છે. આમ તે ત્રણે અગ્નિની મોટી મૂર્ત્તિ કહેવાય છે.

જે ગૃહસ્થાશ્રમી પુરૂષ એ ત્રણેની સેવામાં તત્પર રહે છે, તે ત્રણેય લોકોનો વિજય કરે છે. અને સ્વર્ગમાં સુર્યની પેઠે પોતાના તેજસ્વી શરીર વડે પ્રકાશતો થકો આનંદમાં રહે છે. પુરૂષ માતાની ભકિત કરવાથી આ લોકને, પિતાની ભકિત કરવાથી મધ્યમ લોકને, અને ગુરૂની ભકિત કરવાથી બ્રહ્મલોકને પામે છે.

જે એ ત્રણેનો આદર સત્કાર કરે છે, તેણે સર્વનો આદર સત્કાર કર્યો એમ સમજવું. અને જે એ ત્રણેનો અનાદર કરે છે તેની સર્વ ધર્મ ક્રીયાઓ નીષ્ફળ થાય છે. મનુ૦ અ૦ ૨

શ્લો૦ ૨૩૧ થી ૨૩૪. પરંતુ આ પરથી એમ સમજવાનું નથી કે, બીજા નિત્ય નૈમિત્તિક કર્મો નહિ કરતાં માતાપિતાની સેવાજ કરીને બેસી રહેવુ. માતા, પિતા અને ગુરૂની સેવા ઉપરાંત પારલૌકિક શ્રેયને માટે સધ્યાવંદનાદિ નિત્ય તથા નૈમિતિક કર્મો પણ કરવાં" શાસ્ત્રની આજ્ઞા છે.

ઘણાં લોકો જગતમાં કહે છે કે,- ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ સિદ્ધ કરવાં જોઇયે તે વિષે વિદ્વાનોએ ઘણે ઠેકાણે વર્ણન કરેલુ છે. પણ સુભાષિત રત્ન ભાંડાગારમમાં એકજ શ્લોકથી નીચે લખ્યા પ્રમાણે ચારે પુરૂષાર્થ સિદ્ધ કર્યા છે;

શ્લોક.

ઉપકાર પરોધર્મ પરમાર્થ કર્મનૈ પુણમ્ ।
પાત્રે દાન પર. કામ; પરો મોક્ષો વિતૃષ્ણતા ॥ ૧ ॥

અર્થ—દરેકને ઉપકાર કરવો એજ શ્રેષ્ટ **ધર્મ**, સારાં કર્મ કરવાં એજ શ્રેષ્ટ **અર્થ**, સુપાત્રને દાન આપવુ એજ **કામ**, અને સંતોષ વૃત્તિ રાખવી એજ ઊત્તમ **મોક્ષ**.

આ ચાર સદ્ગુણોથી ધર્માદિ ચાર પુરૂષાર્થ દરેક મનુષ્યે પાળવાને યત્નવાન થવું જોઈએ. અને જે પુરૂષ જગતમાં એવી રીતે વર્તે છે. તેતો એમ જાણે છે કે,—**વસુધા—કુટુંબકમ્**=આખું જગત કુટુંબ પ્રમાણે છે.

ૐ તત્ સત્.

**ઇતિ શ્રી ૧૧ અગિયારમો તરંગ સમાપ્ત.**

———

# શ્રી અમરલાલના મહિમા વિષેઃ-

## ચોપાઇ.

લ્હેર મહર સુ કરે નિહાલ, નિરમલ નીર અમર પ્રભુ લાલ,
ગુરૂ દરિયાવ સર્વકા દાતા, અંતરજામી સબકા જ્ઞાતા. ૧
જહાં ત્હાં પૂરન સુખ સાગર, અમરલાલ જલપત રત્નાગર;
કોન હયે જો કિમત પાવે, સેવક હોય સો ચર્ન દબાવે. ૨
સો સેવક જીસકે મન પ્રિત, સદા વસે વહુનિશ્ચલ રીત;
તિસ સેવક કે કારજ રાસ, અમરલાલ સુમરી ગુણ ત્યાસ. ૩
મેં બલહારિ જાઉ તેરી, અમરલાલ સુસત્ ગુરૂ મેરી;
તું દાતા મે નીચ ભિખારી, સદા રહું મે સર્ન તમારી. ૪
સત્‌ગુરૂ મુજહી જ્હોત બતાયા, પુરન એક નિરંજન ધ્યાયા;
તુજહે તે ખાલી ઠોર ન કાએ, અંતર બહાર રહ્યો સામાએ. ૫
તુહી એક અવરતે અનેક, બહુ પ્રકારી એક તે એક;
તુમરી ચલતર બર્નેં ન જાવે, વેદ પુરાન અંત નહિ પાવે. ૬
એક પરમ આત્મ સુખસાર, સકલ જગત્ હે તિસ આધાર,
રૂપ નામ જો વસ્તુ આહે, ભયા અમર ધોજા કો નાહે. ૭
જ્હોત નામ અવર એક સ્વામી, નરગુણ સરગુણ અંતરજામિ,
જનમ મરણ તે ન્યારામીત, અમરલાલકી એસી રીત. ૮
એકહિ તે બુદ્ધિ બલ બહુ નામ, હે તુ એક પુરૂષ નિજ ધામ,
જૈસો કોઉ મનમે માને, પ્રેમ પ્રિત સુ નામ બખાને. ૯
રૂપ નામ તે ન્યારા આપ, મે કયા કહુ કહ્યો નહીં જાય;
અમર અજોનિ હે અવિનાશી, જલપત જધા સત્ય પ્રકાસી. ૧૦
બ્રહ્મ આત્મા હે દરિયાહ, જગ્ત તરંગ તુજમાંહ સમાહ;
માયા ઉપજત બહુત નહિ, અમરલાલકી નિરમલ રીત. ૧૧

ગુરૂદરિયા મિલે જબ પ્યારે, દિલકી દુર્મતિ મેલ નિવારે,
ઉતરે જન્મ જન્મકે પાપ, દેહઅભિમાન ચુકે સંતાપ. ૧૨
એક નિરંજન જાનો જબી, અમરલાલ પહિછાનો તબી;
દુજી દુરમતિ ભ્રાંત મિટાવે, અમરલાલ તબ દૃષ્ટે આવે ૧૩
અમરલાલ ઘટઘટ હે સોય, વિરલા સેવક સમજે કોય,
અમરલાલ સુ પ્રિત લગાવે, અવર વાસના સકલ મિટાવે. ૧૪
અમરલાલ તુ કરૂણાધારી, તવ સેવક મનમાંહ વિચારી,
અમરલાલ સું લાગે પ્રીતિ, તિસ સેવકકી નિરમલ રીતિ. ૧૫
નીચ બુદ્ધિ કયા તુચ્છ હમારી, મ્હમા તમર અમર અપારી,
જેસી બુદ્ધિ દિની કિરતાર, તેસા મૈને કિયો ઉચાર. ૧૬
યથાશકિત કુછ બચન બખાને, મ્હતા તુમરી વેદ ન જાને,
અમરલાલ તમરી સરના એ, જલપત જીધા સધા સ્હાએ. ૧૭
મુજ ગુન હે સો સબ ગુણ તેરે, અમરલાલ તુ સતગુરૂ મેરે;
દયાવંત તું હે ગુણવાન, મેં કપટી અતિ મુગ્ધ અજાન. ૧૮
સબ પુછે મ્હૈલુમ તુજકુ મીત, જો કુછ હમરી મનકી રીત;
તુજહ તે છાની નાહિ સ્વામિ, અમરલાલ ગુરૂ અંતરજામિ. ૧૯
શ્રી અમરલાલ પ્રભુ કૃપા કીજે, દાસ જાન કર સમરણ દીજે,
દાસ દાસી લેઓ ઉગાર, સરન તમારે સરજનહાર. ૨૦
અમરલાલકી કથા કહાની, જેસી બુદ્ધિ તેસી બખાની,
જો યહ કથા સુને અરૂ ગાવે, દૂધ પુત ધન ધાન્ય સુ પાવે. ૨૧
પડહે સુને જો કરે ધ્યાન, અડસઠ તીરથ કો અસ્નાન,
જપ તપ અરૂ વરત જો કહાવે, અમર કથા સુને ફલ પાવે. ૨૨
સબ ઇહ કથા સંપુરન ભઇ, ગુરૂ પ્રતાપસે ચિંતા મિટ ગઇ;
અમર કથા સુને ફલ પાવે, જો જન અમરલાલકું ધ્યાવે. ૨૩

અમર તમ આત્મા જાનો સહિ, ઘટ ઘટ પૂરન વ્યાપક રહિ ;
સત્ ચિદ આનંદ રૂપી જયે, બોલો અમરલાલકી જયે. ૨૪

કોડન દેવતાએનકી જય, પ્રભુ પરમેશ્વરકી જયે ;
સરવ સેવકનકી બી જયે, જાનો * દુશ્મનકીબિ ખયે. ૨૫

## શ્રી દરીઆલાલની આરતી ૧ પહેલી.

જય દેવ જય દેવ, જય સાગર દેવા. (પ્રભુ) જય સાગર દેવા.
પામે જગ જન મેવા, (૨) તન મન કરી સેવા. જયદેવ. ટેક. ૧
**શ્રીરામે** તપ કીધું, લંકા જય લેવા (૨) પ્રભુ લંકા જય લેવા,
**રત્નરાય** ઘર જન્મ્યા, (૨) અહો ! ધન્ય એવા. જયદેવ. ૨
અતિ પવિત્ર છો આપ, ઉત્તમ પદ દેવા (૨) પ્રભુ ઉત્તમ૦
આપો શુભ મતિ અમને, (૨) આપ ચરણ રે'વા. જયદેવ. ૩
તાત ચૌદ રત્નોના, વિષ્નુ વાસ સાજે (૨) પ્રભુ વિષ્નુ૦
ઉત્તમ કુળ **લવવંશી** (૨) જલ સુંદર રાજે. જયદેવ૦ ૪
કરૂણા સિંધુ કૃપાળુ ! સિંધુ જગમાનિ (૨) પ્રભુસિંધુ૦
હું સેવક તવ ચરણે (૨) દયા કરો ધ્યાને૦ જયદેવ. ૫
દાસ તણી આ અરજી, **કષ્ટ લાલ** કાપો. પ્રભુ૦
આરતિ કરીયે પ્રેમે, સુખ શાંતી આપો. જયદેવ૦ ૬
રત્નાકરની સ્તુતિને, જે કોઈ ગાશે. (૨) પ્રભુ જે કોઈ૦
અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ પામી (૨) અમરરૂપ થાશે, જયદેવ. ૭

---

* કામ ક્રોધાદિક દુશ્મનો સમજવા કેમ કે સત્ પુરૂષોના કોઇ પણ દુશ્મન હોતા નથી

## આરતી ૨ બીજી.

જય દેવ જય દેવ, જય સાગર દેવા. ( પ્રભુ ) જય સાગર દેવા;
પામત જગજન મેવા, ( ૨ ) તન મન કરિ સેવા. જયદેવ૦ ટેક–૧
રત્નરાયધર જન્મે, જલ સુંદર રાજે–( ૨ ) પ્રભુજલ૦
તાત ચૌદ રત્નનકો, ( ૨ ) વિસ્નુવાસ સાજે–જય દેવ૦ ૨
અતિ પવિત્ર ઔદાર્ય, ઉત્તમ ગતિ દેની–( ૨ ) શિવ ઉત્તમ૦
સો ગંગા તુવ સંગ સમાવે, ( ૨ ) સ્વર્ગલોક સેની–જયદેવ૦ ૩.
*વિષ્નુ વલ્લભાતાત, પ્રભુતા અતી તેરી–( ૨ ) પ્રભુ૦
મેં સેવક તવ ચરને, ( ૨ ) નિર્મલ મતિ દેરી–જયદેવ૦ ૪.
કરૂણાસિંધુ કૃપાલ, સિંધુ જગ જાને ( ૨ ) શિવ સિંધુ૦
બડપાપી તવ સર્ને, ( ૨ ) શુભ સદ્ગતિ ઠાને–જયદેવ૦ ૫.
મતિવત્ ગુનશ્રેષ્ટ, બર્નન બલ દીજે–( ૨ ) પ્રભુ બર્નન૦
દાસ તણી લઘુ અરજી, ( ૨ ) કૃપાલાલ કીજે–જયદેવ૦ ૬.

---

## શ્રી દરીઆલાલ ( ઉડેરા )ની જગ્યામાં સાંયકાલે બોલવાની પ્રાર્થના ૩ ત્રીજી.

ઇન્દ્રવજ્રાવૃત્ત.

હે! દેવના દેવ દયાલ દાતા, ચૈતન્યના સિંધુ સમસ્ત ત્રાતા;
છો વિશ્વ આધાર અખંડ શામ, શ્રીલાલના પદ્મપદે પ્રણામ–૧.
આહે વઝીરે પ્રભુરૂપ જાણ્યું, તે રૂપને વિશ્વ બધે વખાણ્યું;
ઈસ્લામ આર્યો શરણે તમામ, શ્રીલાલના પદ્મપદે પ્રણામ–૨.
રાજેરૂડા રત્નસુરાય તાત, શ્રીદેવકીજી જગદંબ માત,
ક્ષત્રિલવાણા કુળ જન્મ શામ, શ્રીલાલના પદ્મપદે પ્રણામ–૩.

---

* લક્ષ્મી

જે દેશમાં શુદ્રની કંઇક ભીતી, જાહેર લીધા જન તેહ જીતી;
હે! દીનબંધુ પ્રભુ પૂર્ણકામ, **શ્રીલાલના** પદ્મપદે પ્રણામ—૪.
બ્રહ્માંડના નાથ હજાર હાથ, છો સર્વદર્શિ હરિ પ્રેમ પાય,
રમી રહ્યા સર્વ ઘટે વિરામ, **શ્રીલાલના** પદ્મપદે પ્રણામ—૫.
વ્યાપી રહ્યા વિશ્વ સમગ્ર સ્વામી, સાક્ષિ સ્વરૂપે શિવનેકનામી;
જાણે નહીં તે જડ મુગ્ધવામ, **શ્રીલાલના** પદ્મપદે પ્રણામ—૬.
સાકાર રૂપે શુભ શ્વેત વર્ણ, તે ધન્ય પામે પ્રિય પૂજ્ય ચર્ણ;
શ્રીનાથ છો લોક તણાભિરામ, **શ્રીલાલના** પદ્મપદે પ્રણામ—૭.
તું તાત માતા શુભ ભ્રાત મારો, આધાર આત્મા અખિલેશ પ્યારો;
છો વિશ્વ ભંડાર સુખાબ્ધી ધામ, **શ્રીલાલના** પદ્મપદે પ્રણામ—૮.

## દોહરા.

સાગર સત્ ચિદ્ મોદતું, લહરી વિશ્નુ વરેશ;
સારદ શેષ ગણેશ સુર, વારી વિશ્વ નરેશ. ૧
અહો! **ઉડેરાલાલનો,** અવિચળ મન વિશ્વાસ,
સુખસાગર તુ સર્વદા, સત્ ચિદ્ પરમ પ્રકાશ. ૨
**રત્નરાય** ઘર અવતર્યા, લોહાણા કુળલાલ;
અજ્ઞાન આર્ય ઈસ્લામનું, હરિ કરી પ્રતિપાલ. ૩
એક ધર્મ એક ઇશ છે, એક તાત સતાન;
ખોટી ખેંચાતાણનુ, અળસાવ્યુ અજ્ઞાન. ૪
સુખનું સાધન સર્વને, ધારણ કરે સુધર્મ
દશ લક્ષણનો દાખીઓ, શ્રીમુખ સઘળો મર્મ. ૫
વ્યાકુળ થવુ ન વિપદમાં, કરો માફ અપરાધ;
વિષય થકી મન રોકવુ, ઈંદ્રિય નિગ્રહ સાધ. ૬
પરધનાદિને પરહરો, તન મન કરો પવિત્ર,
જાણ્યું હોય તે બોલવુ, સાત્વિક બુદ્ધિ સુમિત્ર. ૭

તામસ ગુણ તજવો સદા, કર વિદ્યાપર વ્હાલ;
સર્વ દેશને સમયમાં, પરમ ધર્મ જનપાલ. ૮
અધરમ ઉલટો એહથી, નિષિદ્ધ જેનુ નામ;
વિહિત લક્ષણો વર્ણવ્યાં, માનવી હિત મુદ્દામ ૯
ધારે તે જન ધન્ય છે, દશ લક્ષણની દામ,
આ લોકે સુખ અતિલહે, અંતે પામે ધામ. ૧૦
ધાન્ય ધરા ધન સંપત્તિ, પુત્ર અને પરિવાર,
રોગ રહિત આનંદ તન, જામે સુજસ અપાર. ૧૧
આપે ઉત્તમ યોગને, ખાંતે કરશે ક્ષેમ;
આનંદ ઉર્મી જલપતિ, પૂરણ આપે પ્રેમ. ૧૨
જય જય જલમય જગપતિ, જય જય સંત સમાજ;
જય જય ધર્મ ધરા અનિલ, જય જય સત્ય સુરાજ. ૧૩
જય જય સદ્‌ગુરૂ સામળા, જય જય ધેનુ માત;
જય જય કમળા સરસ્વતિ, જય જય સપ્ત સુભ્રાત. ૧૪
ચૌદ રત્ન દોહા સરલ, અક્ષર રત્ન અપાર,
સાંજ સમે ગાસે સુજન, સફળ મનુજ અવતાર. ૧૫

## શ્રી દરીઆલાલની પ્રાર્થના ૪ થી.

જય જય જલનિધિ જગપતિ, અવિચળ પૂરણ આશ;
જય જય જાહેર જશ ઘણુ, જગપ્રતિપાલ પ્રકાશ. ૧

## છંદ! હરીગીતની ચાલ.

જગ સંત જનની વાર ધરી અવતાર દેવ દયાલજી,
દુ:ખ દ્રાંત હારી ધર્મ ધારી વિશ્વ તારી વિશાલજી;
સુખ સર્વ આપી કલેશ કાપી પાપ હારી હાલજી,
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૧

જે આબ રૂપે ભૂપ ભૂપે વિશ્વરૂપે થઇ રમે,
તે સર્વનામી વિશ્વ.સ્વામી ધીર ધામી મન ગમે,
નયણે ન્યારૂ તેજ તારૂ પરમ પ્યારૂ પાલજી,
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૨

છો સર્વ મુખ [1]સવિતા પિતા ગીતા તણું તું તત્વ છો,
આપે અખંડિત વિશ્વ મંડિત પ્રૌઢ પડિત સત્વ છો;
બલ બુદ્ધિ દાતા છો વિધાતા વિશ્વખ્યાતા વ્હાલજી,
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૩

જગ્ત જીવન [2]સૌમ્ય ચિદ્દ્યન મુકત તુ માહેશ્વરા;
અભિરામ રામ રમાપતિ છો ધામ ગુણ ધરણી ધરા,
ચોવીશ વિગ્રહ ઇશ તારાં સર્વ દીશ કૃપાલજી,
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૪

દક્ષદેવ પ્રત્યક્ષ પૂરણ અતુલ રૂપ અલક્ષ તુ,
તારા તરંગ સુરગ દુનિયા છો અભંગ અલક્ષ તુ,
ચૈતન્ સાગર નેહ નાગર [3]ઔાજ આગર ભાલજી;
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૫

જગ પાપ હારી પુન્યકારી સરિતાવારી સર્વનો,
તું તોય તિરથરાજ સમરથ પુન્યાકારી પર્વનો;
તિરથાસપદ સદ્મતિ દાયક અચલ રૂપ અકાલજી,
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૬

સૌન્દર્ય સૃષ્ટી વિમલ વૃષ્ટી રત્ન દૃષ્ટી રમ્ય જે,
વળી વલ્લી શાખી નીલ રાખી ભવ્ય ભાખી ગમ્ય જે;
તે જન્ય તારા તાત પ્યારા વાર મારા વ્હાલજી,
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૭

---

૧ સૂર્ય પિતા. ૨ શિલ ૩ ગુણ

ઉદધિ અખંડ પ્રચડ આનદકદ તું ગોવિદ છો,
વિષ્નું વિરંચી જીષ્નું જસધર પીર જાહેર જીદ છો;
વરૂણાકૃતિ તરૂણાઇ તો કરૂણાનિધાન કૃપાલજી,
હે! પ્રાણના પ્રતિપાલ દીનદયાલ દરિયાલાલજી. ૮

છપ્પો.

દરિયા દેવ દયાલ, ધ્યાન મન જે કોઇ ધારે,
પામે મોદ અપાર, દુ:ખો દધિ પાર ઉતારે;
દાતા દીનદયાલ, લહર સપત વિસ્તારે,
પ્રભુના પુન્ય પુનિત, પરાક્રમ પ્રેમ વધારે,
ધાન્ય ધરા ધન દશ વિધિ, વંશવેલ લીલી રહે,
પ્રતિદિન પ્રતાપ પ્રભુતા વધે, નારાયણ નિશ્ચય કહે. ૧

દોહરા.

દરિયાલાલ દયાલને, ભજશે જે ધરી ભાવ,
પૂરણ સુખ તે પામશે, લેશે અગણિત લાવ. ૧
પ્રાત:કાલે પ્રેમ થકી, ગાશે જે હરિગીત;
શુભ મતિને વળી સપતિ, દેશે દેવ પુનિત. ૨

---

# શ્રી દરિયાલાલની સ્તુતિ કચ્છી ભાષામાં.

## રાગ કાફી.

અચી કર્યો હાણે આંઇ, (૨) બે વાર;
લાલ ઉડેરા વાર અસાંજી, અચી૦ ટેક. ૧
રામચંધર કે દરસણડિનાં, ધરિયાપાર કિંયાંઈ;
સે અસાંજો સામ ઐયેતું, જલ્ધી સુણજ હાણે ધાંઇ. અચી૦ ૨

સારાજ ભાગ **રતનજા**, જન્મ્યા જે ધર આંઈ,
પિરચા **આહે** વઝીરકે, ઝાહેરડિનાં જણાંઇ. અચી૦ ૩
સિંધ **વલિય** તાં તડે સંભાર્યો, મનજી ચાહે ધરઆંઈ;
**પીર** ભરોભર માન વધાર્યો, જડે હિકો પિંઢજો સાંઈ. અચી૦ ૪
પાર વિઝણું પ્રેમ વિના, આડા દુઃખ ધરીઆ,
**અમર ઉડેરા** પાર ઉતારિજ, આએ નવાણુ હિડાંઈ. અચી૦ ૫
સેવક ઐયોં અસિ **લાલજા**, પાર ઉતાર્યો આંઈ;
**નારણજીઈ** અરજ કરે તો, ડીજા **સંપ** સડાંઇ. અચી૦ ૬

## મનને ઉપદેશ વિષે—કચ્છી ભાષામાં.

( કાફી—યાને ધનાશ્રી રાગમાં ગવાય છે. )

મનડા મૂરખતું કી વિચાર, હીતાં કુડો આય સંસાર; મનડા. ટેક. ૧
જડાં જડાં વિઞીં નજર ફેરિયાં, કિડાં ડિઠોમુ ન સાર,
**સાહેબજો** સમરણ કર સારો, (૨) નકાથીને તુ ખ્વાર. મનડા. ૨
પેટ ભરેજી ફિકર પાણકે, હુ'પદ મિથ્યા ટાર,
ઘડી બઘડી **સાહેબ** જો સમરણ,(૨) ૐ સોહ સભાર. મનડા. ૩
ફિકર પાણજી ધણી તાલાકે, આય આલમજો આધાર,
નાંહક ભોજો મથે ખણી ફીરે ( ૨ ) સુજેન તોકે સાર. મનડા. ૪
**રાણા** હીતતાં કૈ રમીવિયા, પુગો નકો લિખપાર,
પામર પ્રાણી પેટ ભરિનતા, (૨) ચુજત ચુણ મિલનાર. મનડા ૫
લગાય તોજો ધિલ **ધણીસે**, છડે બિયા જંજાર,
ધિલ **ધણિસે** હિકડો થીધો, (૨) તડે ઉતરને પાર. મનડા. ૬
હિન ધુનિયાં મેં અચીંકિણજો, હિલણ મિલણ મીંજ પ્યાર;
મનડા ગુરણુ મિણી ખલકકે, (૨) પીઢજે તનજિં યાર. મનડા. ૭
ખલક ખુશીત **ખુધા** ખુશી આય, નક્કી સમજીને ન્યાર;
ધ્રજ હમેસાં કુડેં કમેંસેં,(૨) ત **સાહેબ** ગિનધો સાર. મનડા. ૮

નારણજીચે નમધો રોજે, ત ગુરધો સભ સ સાર,
ધુસમણ તોજા ધોસ્તજ થીંધા,(૨) કધા ઇ તોસે પ્યાર. મનડા. ૯

## અખો નાંખવાનો મ ત્ર.

અખો સામ રખો, અખો સાસ રખો, અખો બેલીએ હથીઆર,
સે બેલીકી હેકલા, જીનીં બેલીએં કલતાર. ૧
અખો અખય કરીએ, અખો હજુર કરીએ,
અખો ચડ ધો કરીએ, સજણ સામા કરીએ, ૨
વેરી ડર ધા કરીએ, અખો અસાંજે ઉમર જે મુખ,
જીનીં ભંડાર મેં નીકર્યો, સે ભ ડાર ભરપુર. ૩

ઉપર પ્રમાણે શ્રી દરીઆ અથવા નદી અથવા તળાવ કે કુવા પર જઈને દહી, દુધ, સાકર તથા ધોળા ચોખા વિગેરે લઈને ઉપર લખેલા મંત્ર ભણીને **શ્રી દરીઆલાલને** અર્પણ કરવાં તે વખતે ધીનો દીવો અથવા અગરબતી શ્રી **દરીયાલાલને** દેખાડવી. શિવાય નવુ ભોજન જે કરેલ હોય તે પણ અર્પણ થાય છે.

ઇતિ શ્રી દરીઆલાલ પ્રાર્થનાઓ સમાપ્ત.

---

# શ્રી ઈષ્ટદેવ રામચંદ્રજી ભગવાનની સ્તુતિ.

## પ્રશ્ન.

એક રામકા સકલ પસારા,
એક રામસો સબસે ન્યારા;
એક રામ દશરથ ઘર ડોલે,
એક રામ ઘટોઘટ બોલે. ૧

## ઉત્તર.

બુંદ રામકા સકલ પસારા,
અરૂપ રામતો સબસે ન્યારા,
રૂપ રામ દશરથ ઘર ડોલે,
**આતમરામ** ઘટો ઘટ બોલે. ૨

## ચોપાઇ.

રામ રામ સર્વે કોઇ રટે, પાપ રૂપ દુ:ખ કેમ ન હટે ?
ગુરૂ કહે સુણુ બાળક વાત, પોપટ સમ હરિ સમરે તાત,
**રામચ**દ્રના છે બહુ રૂપ, દીવ્ય અદીવ્ય અનેક અનુપ,
ભલી ભાતથી થાએ ભાન, સમજે ગુરૂ મુખ અનુભવ સાન. ૧

પ્રસર્યો સર્વે થલમાં એક, એક તણાં છે રૂપ અનેક,
એક સર્વથી ન્યારો રમે, દશરથના ઘરમાં એક ભમે,
ચાર **રામ**નો સમજે સાર, તે ઉતરશે ભવજલને પાર,
બુંદ **રામનો** આ સસાર, અરૂપ **રામ**નો નહિ આકાર. ૨

રૂપ રામ દશરથને દ્વાર, કેવલ લીલાનો અવતાર,
ઘટઘટ બોલે **આતમરામ,** એ પણ ન્યારો એકજ નામ,
અનુભવની કોઈ ભાષા નથી, વાત જથાતરથ જાય ન કથી,
ગમાર જન તો ગોથા ખાય, સમજ્યાથી સાચુ દેખાય. ૩

એક **રામ**ના નોખાં નામ, એકજ વસ્તુ અનુભવ ઠામ,
પાણી વોટર જલ ને આબ, ત્રશા હરે તે વસ્તુ જવાબ,
મત મતમાં સ્વારથના વાદ, એકજ વસ્તુ સદા આબાદ,
નોખા વાડા નોખા તંત કેવળ સાચુ ભાંખે સત. ૪

## શ્રી અગ્નિ દેવની સ્તુતિ.

### દોહા.

પ્રબલ પુરૂષ અરૂ અમરવર, થીર જગમ અથાહ,
રાહ રાહ પર ભાટકી, જબર જયોત જગનાહ. ૧

### અથ તોટક છદ

નર નાહ સુરા ધીપ સેવ કરે, તનુ કોટિ પ્રભાકર તેજ ધરે,
સબ સૃષ્ટિ પદારથ જ્ઞાન સહી, સુખ પાવત જાહી કૃપા પરહી. ૧
રૂષિઓ નિરઅંતર સેવત હે, જડ ચૈતન જાહી પ્રતાપ રહે,
સુર આસન કાજ સુઆશ રખે, જીન શેષ વિભાગ સુદેવ ભખે. ૨
યહ પશ્ય પ્રભાવ વિભો મનમે, ભવ આદિ તેં અત રહે જનમે;
જીનકી કરૂના જગ સૂરનકો, કરિ તોષ લાયે જલ પૂરનકો. ૩
કૃપિયા બલ જાહિ સિચાત નમે, ભઈ શુદ્ધ વિશુદ્ધ નકે ગનમેં,
સત્ય બેલ અસત્ય નકો અરિહે, જગ તાત વિભૂતિ નકો ધરિહે. ૪
ઉર લાવત દેવ પ્રભાવ અતી, સ્તુતિ ગાવત ભવ્ય શ્રુતિ સ્મૃતિ;
સિદ્ધ અપર ઓર ગંધર્વ સદા, ગુન ગાવત યાવત હે પ્રમુદા. ૫
અરજી યહ અતરે નાથ ધરો, અગ્નિ અબમોહિ કલ્યાન કરો.

## શ્રી વરુણ દેવની સ્તુતિ.

### દોહા.

ધર ધર પર વર વર અમલ, અમલ અમલ પર આપ;
આપ આપ પર આપકો, જલપતિ પુર પ્રતાપ. ૧.

### છંદ ભુજંગ પ્રયાત.

પ્રતાપ અમાપં પ્રચેતા અનૂપં, અધિષ્ટાન વિષ્નુ તણાં ભીષ્મ રૂપં;
અનેકં વિજંતુ અભેદં અગાર, નમામિ વરૂન સબેં કાજ સારં. ૧
દરિદ્રં કૃશાનં બુઝાવંત દાસં, નભ સૂર આસુરકે હો પ્રકાશ;
વિભૂકે શ્વસુરં વિરભં ભંડાર, નમામિ વરૂનં સબેં કાજ સારં. ૨

સદા શીત કાન્તી સુશૈલં બચાયે, ગુણાતીત કીર્તિ રઘુનાથ ગાયે;
સુરેશાદિ દેવં મયા ચિત્ત ધાર, નમામિ વરૂન સબે કાજ સારં. ૩
અનાવંત દયાંવત સ્વચ્છં શરીરં, પિયૂષ વસુધીશ હેતુ સધીરં,
જીહિ દર્શતે સિદ્ધ પ્રાપ્ત અપાર, નમામિ વરૂનં સબે કાજ સારં. ૪
સુચી શખ વિભૂતિ કો વિષ્નુ દેવં, કરે હે ચીરં કાલ સામીપ્ય સેવં;
ભયે સૂર પીયૂષ તે કૃત્ય કારં, નમામિ વરૂન સબે કાજ સાર. ૫
ઉદ્રગત્ત નિધાને કુબેર હરાયે, કહુ સ્થાન મિષ્ટં યદી ખાર છાયે,
કહું સ્થાન ખાર તઉ મિષ્ટ ધાર, નમામિ વરૂન સબે કાજ સારં. ૬
નયીનીત્ત લીલા લલીત લખાયે, નિરાપક્ષ સ્તુતિ સદા વેદ ગાયે,
સુખાગાર પાર વિવિધં પ્રકારં, નમામિ વરૂન સબે કાજ સાર. ૭
સુરા સુર ગાંધર્વ આદિ અનેકં, કથે ગુણ સિદ્ધા પરવે વિવેક;
અનંતાદિ પાવે નહિ તોય પારં, નમામિ વરૂનં સબે કાજ સારં. ૮

---

## સૂર્યાષ્ટક ( સૂર્ય નારાયણનો સ્તુતિ. )

### દોહરા.

નમીએ આદિ દેવને, દિવ્ય દિવા કર નામ,
પ્રસન્ન થાઓ જગપિતા, પ્રભાકરણ અભિરામ. ૧.
સાત અશ્વને રથ ચઢયા, તિક્ષ્ણ કશ્યપ તાત,
શ્વેત કમળ કરમા ધર્યું, ભજુ સૂર્ય ભલિ ભાત. ૨
સર્વ લોકના તાત છો, લાલ રથે આરૂઢ,
મહા પાપ હરનાર હર, ચેતન સવિતા ગુઢ. ૩.
બ્રહ્મા વિષ્નુ મહેશ તું, અખંડ જયોતિ આપ,
પ્રણમું સવિતા દેવ હું, હરણ તિમિર સતાપ. ૪.
મહત તેજ વ્યાપું અમલ, પરિપૂર્ણ આકાશ;
તેમ તાત પરિપૂર્ણ તું, સત ચિત્ પરમ પ્રકાશ. ૫.

બપોરિયાના પુષ્પ સમ, તન કાન્તિ શુભ હાર,
એક ચક્ર કુંડળ ધર્યાં, પ્રણમુ પ્રાણ આધાર. ૬.
તુજ સૂર્ય કરનાર જગ, મહા તેજ ભંડાર,
મહા પાપ હરનાર છો, પ્રણમું વારંવાર. ૭.
આપ સૂર્ય અધિનાથ છો, જ્ઞાન મોક્ષ દાતાર,
મહા પાપ હર શ્રીહરિ, સવિતા સુખ કરનાર. ૮.
સૂર્યાષ્ટકના પાઠથી. પાપ પલાયન થાય;
અપુત્ર પામે પુત્રને, નિર્ધનને ધન થાય. ૯.
આમિષને મધુ પાન જે, કરે રવિને વાર;
સાત જન્મ રોગી થશે, તે નિર્ધન નરનાર. ૧૦
ત્રિયા તેલ મધુ માંસને, તે દિન તજે તમામ;
શોક મોહ વ્યાધિ મટે, પામે આદિત ધામ. ૧૧.

## શ્રી રાંદેલ ( રન્નાદેવી ) નીં[1] સ્તુતિઓ.

### રાગ ગરબી. ( ૧ )

રમડા રમજોરે મા, ઉગમણા રથ આવે,
રમડા રમજોરે મા, રાંદલ બેઠા આવે. ૧.
રમડા રમજોરે મા, કીયા ભાઈને ઓરડે,
રમડા રમજોરે મા, એ રાચીને ઝુરડે. ૨.
રમડા રમજોરે મા, લવીંગની લાકડીએ;
રમડા રમજોરે મા, સોપારીને સોગઠીએ. ૩.

### સ્તુતિ ૨ જી.

આકાશમાંથી ઉતર્યાં રે, ભોળી ભવાની મા,
ઉતર્યાં [2] માધુભાને ઓરડેરે, ભોળી ભવાનીમા.

---

૧ આ સ્તુતિઓ અમે જેવી રીતે અહિં સ્ત્રીઓ બોલે છે, તેવી રીતે ઉતારીને રજુ કરી છે ૨ બીજા કોઇનુ નામ પણ જોડીને બોલાય.

ગળ પાપડી ગળ ગાંઠીઆરે, ભોળી ભવાનીમા;
માંય પાપડનો કટકારે, ભોળી ભવાનીમા,
એવો[3] ચવાણુ વઉનો લટકારે, ભોળી ભવાનીમાં.

## રન્નાદેવીની સ્તુતિ.

### સ્તુતિ ૩ જી.

તાર માતા તાર, આરાસુરની રાણી,
કીયો ભાઇ દરબાર, મા તારી સેવા ન જાણી; ૧.
માધુભા દરબાર, દર્શન ઘો ને ભવાની;
લાડી વઉ લાગે પાય, ખોળે પુત્ર ભવાની. ૨.
માગે દહીં માગે દુધ, ગગા જમનાના પાણી;
માગે ધણીના રાજ, ખોળે પુત્ર ભવાની. ૩.

### સ્તુતિ ૪ થી.

રાંદલ[4] મા ગરબે રમવા આવજો,
હું કેમ આવુ રે સૈયર એકલીરે,
મારે સોળ સૈયરનો સાથજો.
ખોળે લીધાં નાનાં બાળજો,
બાળને પોઢાડું રે, રગત પારણેરે. ૧.

### સ્તુતિ ૫ મી.

અંબા દેવી અબારે, દેવી અબા,
આવી છે ચોક રમવારે, દેવી અબા. ૧.
સુતારી ઘેર આવ્યા રે, દેવી અંબા;
બાજોઠી લઇ આવ્યારે, દેવી અંબા. ૨.

---

૩ જે જાતની હોય તે અત્રે જોડીને બોલાય છે ૪ રાંદલ, આશાપુરા, વાઘેશ્રી અને બોચર મા એમાથી ગમે તે દેવીનું નામ જોડીને એ સ્તુતિ ફરી ફરીને ગવાય છે

કસારા ઘેર આવ્યા રે, દેવી અંબા,
ઝારીઓ લઈ આવ્યાં રે, દેવી અંબા ૩.
વેપારી ઘેર આવ્યાં રે, દેવી અંબા;
નાળિયેર લઇ આવ્યાં રે, દેવી અંબા. ૪.
ખોંભાત્રા ઘરે આવ્યાં રે, દેવી અંબા;
ચુંદડિયુ લઇ આવ્યાં રે, દેવી અંબા. ૫.
સોનીડા ઘરે આવ્યાં રે, દેવી અંબા,
ઝુમણા લઈ આવ્યાં રે, દેવી અંબા. ૬.
કંદોઇડા ઘેર આવ્યાં રે, દેવી અંબા,
સુખડી લઇ આવ્યાં રે, દેવી અંબા ૭.
તંબોળી ઘેર આવ્યાં રે, દેવી અંબા,
પાન બીડાં લઈ આવ્યાં રે, દેવી અંબા; ૮.
ભોળી ભવાનીને કાજે રે, દેવી અંબા,
કાળી કાલકાને કાજે રે, દેવી અંબા. ૯.

## સ્તુતિ છઠ્ઠી થાળ આરોગવા વખતે બોલાય છે તે.

સવામણનીરે સુખડી, માંય અધમણની કુલેર,
જમજો જમજોરે માવડીઓ, તમે રમજો સાજી રાત.
કયાડે ઘોડેરે કોણ ચડયું ? મા રાંદલનો ભરથાર,
લીલે ઘોડેરે કોણ ચડયુ ? મા રાંદલનો ભરથાર.
રાંદલ માવડીરે રવે ચડયાં, મા સોળ સજ્યો શણગાર.

## સ્તુતિ ૭ મી.

લીલા ચણાની ચણોઠડીરે, આઈ ઝાંઝરનો ઝણકાર;
માન સરોવર ઝીલવાઆંતારે, મા દેડવાની દાતાર. ૧.
વાંઝીએ વાંઝીએ રોકયારે, આઇના દરબાર;
વાંઝીઆને મા પુત્ર દેજોરે, દડવાની દાતાર. ૨.

આંધળે આંધળે રોકયાંરે, આઈના દરબાર;
આંધળાને મા આંખું દેજોરે, [1] દડવાની દાતાર. ૩.
કોઢીએ કોઢીએ રોકયાંરે, આઇના દરબાર,
કોઢીઆને મા કાયા દેજોરે, દડવાની દાતાર. ૪.
લૂલીએ લૂલીએ રોકયાંરે, આઈના દરબાર,
લૂલીઆને મા પગ દેજોરે, દડવાની દાતાર. ૫.

## સ્તુતિ ૮ મી.

પાને ફુલે ભરી છે છાબડી, માંય અગરની દાબલીરે;
મેરે માડયા આઈના જાગ, હું થઇરે ઉતાવળીરે. ૧.
સાંકડી શેરી માંયરે, સૂરજ વર સામા મળ્યારે;
સૂરજ વર રન્નાદેને મેલો, મારે ઘેર ગોઅણીરે ૨.
બેસાડીસ હાટને પાટ, ઓઢાડીસ ચુંદડીરે;
આલીશ ફોફળ પાન, ભારોભાર એલચીરે. ૩.

## સ્તુતિ ૯ મી.

માતા અગર ચદન કેરા ધૂપરે, મન મોહનજીરે,
માતા રાંદલનો મઢ ગાજેરે, મન મોહનજીરે. ૧.
માતા કીયો ભાઈ કરે તમારી સેવારે, મન મોહનજીરે;
માતા કઇ વઉ લાગે તમારે પાયેરે, મન મોહનજીરે. ૨.
માતા લાડી વઉ લાગે તમારે પાયરે, મન મોહનજીરે,
માતા પાય લાગીને પુત્ર માગેરે, મન મોહનજીરે. ૩.
માતા અખડ સોહાગ વઉનો ચુડલોરે, મન મોહનજીરે;
માતા અખડ વીરાજીનો મોડરે, મન મોહનજીરે ૪.

## સ્તુતિ ૧૦ મી.

### રન્નાદેવીને પધરાવતી વખતે બોલાય છે તે

આલા લીલા વાંસની વેલરે, રન્નાદે.
ચક્કર ભમરનાં પૈડાંરે, રન્નાદે.

---

[1] દડવા—કાઠીઆવાડમા એક ગામ છે.

ઉમખીઆરી ફુમકીઆરી રાસરે, રન્નાદે.
હીંસ હીડોળીઆ બે બળદરે, રન્નાદે.
તેમાં રાંદલ બેઠાં જ્યારે, રન્નાદે.
વાંઝીએ રોકયો આઇનો રથરે, રન્નાદે
વાંઝીઆને પુત્ર દેતાં જ્યારે, રન્નાદે.
કોઢીએ રોકયો આઈનો રથરે, રન્નાદે.
કોઢીઆને કાયા દેતા જ્યારે, રન્નાદે.
આંધળે રોકયો આઇનો રથરે, રન્નાદે.
આંધળાને આખુ દેતાં જ્યારે, રન્નાદે.
લૂલીએ રોકયો આઇનો રથરે, રન્નાદે.
લૂલીઆને પગ દેતા જ્યારે, રન્નાદે.

## સ્તુતિ ૧૧ મી.

તમને કીયો ભાઈ મનાવે, રાંદલ રયો રયો રયો,
તમને માધુભા મનાવે, રાદલ રયો રયો રયો. ૧.
તમને ચીરનાં ચદરવા, રાદલ રયો રયો રયો,
તમને હીરના હીચોળા, રાંદલ રયો રયો રયો. ૨.

## ઇતિશ્રી રન્ના દેવીની સ્તુતિઓ સમાપ્ત.

### અથ ગાયમાતાની સ્તુતિ.

રાગ—ક્ષત્રી કલંકનો.

સકળ વિમળ ગુણ ધામ, જનુનિ તુંતો જગ તણીરે,
કરે જનમન પૂરણ કામ, જનુનિ તુંતો જગ તણીરે ૧.
પય તુજ તણું સુખદ પ્રકાશ, જનુનિ તુતો જગ તણીરે,
નર કાળ તણો કરે ભય નાશ, જનુનિ તુંતો જગ તણીરે ૨.
કરે મુનીજન જેની નિતસેવ, જનુનિ તુંતો જગ તણીરે.
ધરે સ્થિર વૃત્તિ છાંડી અહમેવ, જનુનિ તુતો જગ તણીરે. ૩.

કરે પય પાન ધરીને પ્યાર, જનુનિ તુ તો જગ તણીરે;
થાય સદ્‌બુદ્ધિ બળ ભંડાર, જનુનિ તું તો જગ તણીરે ૪.
કરે તુજ મળ મૂત્રનો સ્વીકાર, જનુનિ તુ તો જગ તણીરે;
પરહરે પાપ અપર પાર, જનુનિ તું તો જગ તણીરે. ૫.
જેના ચરણની રજ ચિત્ત ન્હાય, જનુનિ તુ તો જગ તણીરે;
ગંગસ્નાનથી અધિક ફળ થાય, જનુનિ તુ તો જગ તણીરે ૬.
દેહમાં તેત્રીશ કોટી દેવ, જનુનિ તુ તો જગ તણીરે,
અલ્પ સમયમાં કરે છે અભેવ, જનુનિ તુ તો જગ તણીરે. ૭.
નર સુર મુની અને નિચ વર્ગ, જનુનિ તું તો જગ તણીરે;
કરે સેવતો અરપે અપવર્ગ, જનુનિ તુ તો જગ તણીરે. ૮.
જેને દ્વાર પ્રતિદીન રહે ગાય, જનુનિ તુ તો જગ તણીરે;
ત્યાંતો અડસઠ તીરથ થાય, જનુનિ તુ તો જગ તણીરે. ૯.
અપ્રત્યક્ષ રહે છે અન્ય સૂર, જનુનિ તુ તો જગ તણીરે;
દિનપ્રતિ દર્શ ગાયદે જરૂર, જનુનિ તું તો જગ તણીરે. ૧૦.
ખરે દૈવત દૃગ્માં દેખાય, જનુનિ તુ તો જગ તણીરે,
પ્રભુ પાળક રૂપે તે પુજાય, જનુનિ તુ તો જગ તણીરે. ૧૧.
એના અવગુણ ગાશે કોઇ જન, જનુનિ તુ તો જગ તણીરે;
નર્ક અધિકારી થાશે તેનું તન, જનુનિ તું તો જગ તણીરે ૧૨.
સેવા કરો સુરભિની સારધાર, જનુનિ તુ તો જગ તણીરે;
તેનો થશે અંતે જય જયકાર, જનુનિ તું તો જગ તણીરે. ૧૩.

**ઇતિશ્રી ગાયની સ્તુતિ સમાપ્ત.**

**અથશ્રી તુલસીજીની સ્તુતિ.**

મહા પ્રસાદ જનની, સર્વ સૌભાગ્ય વર્દ્ધિની;
આધિ વ્યાધિ હરા નિત્ય, તુલસી ત્વં નમો સ્તુતે.

ઉપરનો મંત્ર બોલીને દરરોજ તુલસીજીને નમસ્કાર કરવા.

**ઇતિશ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી સમાપ્ત.**



## અગાઉથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોના મુબારક નામોઃ—

પ્રત. નામ.

શ્રી કચ્છ—પ્રાંત. ભુજનગર

૨૫ રા. રા. વિશનજીભાઈ રાઘવજી જોશી શ્રી ઘોડા સુપ્રીન્ટેન્ડેન્ટ.

૧૦ રા. રા. માવજીભાઇ રણછોડદાસ શ્રી બાગ સુપ્રીન્ટેન્ડેન્ટ.

૫ રા. રા. શેઠ ગોવિંદજીભાઇ રામજી ઓ. સે. લુ. સુ. સભા અને ફંડ.

૫ રા. રા રતનશી કોરજી મેવાવાળા હસ્તે ઠા વાગજી વાલજી

૫ રા. રા નેણસીં ખેરાજ ચિરૈનાક્ષુ

૪ રા. રા. અંબાલાલ કાળીદાસ સરવૈખાતાના શીરસ્તેદાર.

૪ રા રા. વેલજીભાઈ નરસીં જોશી સરકારી પેન્શનર ભુજ

૪ રા. રા. મોતીલાલ કેશવજી ભુજ

૨ રા. રા. શિવજીભાઇ વાગજી વકીલ.

૨ રા. રા મનજીભાઇ લધા જડોદર મેનેજર.

૨ શેઠ ઠા. નરસીં લખમસીં કૌતક.

૨ રા. રા. કચરાભાઇ મંગળજી છા. મેનેજર.

૧ રા. વેલજી જાદવજી શેઠ.

૧ રા. નારણજી દેવકરણ પોપટ.

પ્રત. નામ.

૧ ઠા. માધવજી વાઘજી પોપટ.

૧ ઠા નારાણજી આણંદજી પુજારા

૧ જોશી દેવચંદ વાલજી છાપખાના કંપોઝીટર

૧ રા પ્રાગજીભાઇ મુરારજી ગણાત્રા

૧ રા રા કરસનજી શામજી માસ્તર

૧ રા શેઠ વેલજી મુળજી પ્રુ

૧ રા. કાનજી જાદવજી કંપોઝીટર

૧ રા. રામજીભાઇ પદમશી.

૧ ખત્રી લખમીદાસ ઓધવજી

૧ રા વાગજીભાઇ જુઠા વકીલ

૧ રા શંકરલાલ ચતુર્ભુજ વેદ્ય

૧ રા. વાલજીભાઇ પરશોત્તમ આ૦ ડાકટર ભુજ.

૧ રા દેવચંદભાઇ મેગજી હેડ કલાર્ક હોસ્પીતાલ ભુજ.

૧ રા. જેઠુ જીવણ કંપાઉન્ર

૧ રા. જેઠી કેશવલાલ ભનુભાઇ કપાઉન્ડર.

૧ રા મણીશંકર મેઘજી કંપાઉન્ડર.

૧ રા. દામોદર કલ્યાણજી માસ્તર.

૧ રા. મોલેદના બચલ માસ્તર.

૧ છડીદાર મામદ કાશમ.

૧ ઠા. દામજી રામજી પુજારા.

| પ્રત | નામ. |
|---|---|
| ૧ | રા. મુરારજીભાઇ નથુ મેતા. |
| ૧ | મુગલ રેમતુલા અલારખ્યા. |

—

૯૪

| | |
|---|---|
| ૮ | રા. જોશી કાશીરામ મનજી હસ્તે ભચાઉવાળા. |
| ૧ | પોતાની. |
| ૧ | ઠા મોતી કાનજી દરિયાસ્થાન હસ્તે. |
| ૧ | ઠા માધવજી ખીમજી. |
| ૧ | ઠા. શિવજી દેવકરણ. |
| ૧ | ઠા. લાલજી રાઘવજી. |
| ૧ | ઠા નરસીં દેવચદ |
| ૧ | જોશી શકર ભગવાનજી. |
| ૧ | ઠા. અરજણ હરિ રાપર મહેતાજી |

—

૮

| | |
|---|---|
| ૯ | રા. ઠા. આણદજી મોતીચંદ મનફરા સ્કુલના મહેતાજી માર ફતે. |
| ૧ | રા. આણદજી માસ્તરની. |
| ૧ | રા રતનશીં માવજી બંધડીના પ્રુ |
| ૧ | ઠા જાદવજી મુળજી. |
| ૧ | ઠા શિવજી મુળજી |
| ૧ | ઠા. મુળજી જાદવજી રાપરના. |
| ૧ | ઠા લાલજી ખીમજી વેંધના. |

—

૯

| | |
|---|---|
| ૨ | રા રા ભવાનજીભાઇ કરમસિંહ રાપર ડી. ડાકટર સાહેબ. |

| પ્રત. | નામ |
|---|---|
| ૧ | રા. ઠા. પ્રેમજી નારાણજી રાપરના પ્રુ. |
| ૧ | રા. જાદવજીભાઇ વેલજી જોબન પોત્રા ભીમાસરના ધુ. |

શ્રી નારાયણ સરોવર કચ્છ પ્રાત.
રા. ઠા પરસોત્તમભાઇ રામજી લખપત હીસાબી કારકુન મારફતે

| | |
|---|---|
| ૧ | રા. પરસોત્તમભાઇની. |
| ૧ | જોશી હીરજી નારણજી. |
| ૧ | ઠા હંશરાજ ટલુ |
| ૧ | ઠા ઈશ્વર લધા |
| ૧ | ઠા લક્ષ્મીદાસ ભસરીઆ. |
| ૧ | જોશી હીરજી કારા |
| ૧ | જોશી દેવકરણ નારૂ |
| ૧ | પુજારા ધકીયાદના શતરામ. |
| ૧ | શેઠ મોનજી રામજી કોટેશ્વર. |
| ૧ | ઠા નાનજી જેઠા લખપત |
| ૧ | ઠા. માધવજી રાઘવજી. |
| ૧ | ઠા. રામજી આશુઆણી. |
| ૧ | ઠા વાલજી ટુધા |
| ૧ | પીરશ્રી ભાણુ બીનલદેરશા. |
| ૧ | ઠા રતનશીં હરીઆણી |
| ૧ | ઠા વેલજી તોલારામ. |
| ૧ | ઠા. રતનશી મુલજી. |
| ૧ | જોશી શામજી હંશરાજ. |
| ૧ | તુલશીદાશ નેણસીં હસ્તે ધરમસીં તુલસીદાસ. |
| ૩ | રા. રા. જોશી મુળજીભાઇ જેઠુ નારાયણ સરોવર ડી૦ ડાકટર. સાહેબ ૧ મારફત ૧ રા રા. ડાકટર સાહેબની. |

| પ્રત. | નામ. |
|---|---|
| ૧ | ઠા. હીરજી મેઘજી |
| ૧ | જોશી નાગજી રવજી કોટવાલ. |
| — | |
| ૨૨ | |
| ૩૧ | રા. વલ્લભજી શિવજી પોપટ ઇ. ખાવડા થાણુદાર મારફત. |
| ૧ | રા. વલભજીભાઈની |
| ૧ | વ્યાસ પરસોત્તમ વેલજી અ ધૌ કસ્ટમના મુ. |
| ૧ | જોશી ધરમસીં સંતરામ મઠી. |
| ૧ | રા ઠા. મેગજી કરમશી લુણુાના મુ |
| ૧ | ઠા. ભીમજી મુરજી વેપારી |
| ૧ | ભટ પીતાંબર વિશ્વનાથ ખાવડા સ્કુલ મેહેતાજી. |
| ૧ | ઠા. લીલાધર રાઘવજી. |
| ૧ | ઠા. થરદાસ નરશીં મિઠાઈવાળા. |
| ૧ | ઠા સુરજી ઓધવજી. |
| ૧ | ઠા. મુલજી વાલજી. |
| ૧ | ઠા મુલજી વાલજી. |
| ૧ | ઠા. નાથા આણુંદજી. |
| ૧ | ઠા. જીવરાજ દેવચંદ. |
| ૧ | ઠા. મનજી લખમસીં. |
| ૧ | સોની ઓધવજી મુરજી. |
| ૧ | કાઠી રાવત ગોલણુ પોલિશ નાયક |
| ૧ | ઠા. ખેરાજ પરસોતમ. |
| ૧ | ઠા. વેલજી પુંજા લોરીયાવાલા |
| ૧ | ઠા. મોનજી ખીમજી બનીવાળા |

| પ્રત | નામ |
|---|---|
| ૧ | રા. મેતા મોહનલાલ ભગવાનજી ખાવડા કસ્ટમના મુખી મુ |
| ૧ | ઠા વેલજી દેવકરણ |
| ૧ | ઠા રતનશી નાથા પટેલ |
| ૧ | ઠા પ્રેમજી હેમરાજ |
| ૧ | ઠા ખેરાજ વાગજી. |
| ૧ | ઠા દેવચંદ ખટાઉ. |
| ૧ | ઠા વેલજી દેવચંદ |
| ૧ | ઠા. પ્રાગજી ઉમરશી અ ધૌ |
| ૧ | ઠા રામદાસ ગોપાલજી કુનરીઆ |
| ૧ | ઠા ભુલા ભાણુજી ખાવડા. |
| ૧ | ઠા વેલજી પ્રેમજી. |
| ૧ | ઠા ગોપાલજી વિશ્રામ. |
| ૧ | ઠા જાદવજી ભુલા કુનરીઆ. |
| — | |
| ૩૧ | |
| ૫ | રા. રા મોરારજીભાઈ આણુંદજી તના સાહેબ ભાવનગર. |
| ૨ | રા. રા દેવચંદ ધરમસી મુંબઈ, મલબાર, કોચીન. |
| ૪ | રા રા ઠા પરસોતમ ભાઇ ગેલા મલબાર, કોચીન. |
| ૨ | ઠા ઘેલાભાઇ નેણુસીં |
| ૨ | ઠા જાદવજી હરિદાસ પુજારા. |
| ૧ | ઠા હીરજી સોમજી તેલના દલાલ |
| — — | |
| ૧૮૨ | |

# જાહેર ખબર.

---

૧. શ્રી રઘુવંશી લવાણા જ્ઞાતિ 'વિવાહદર્પણ યાને પદ્ધતિ." પૂજ્યગોર, સારસ્વતો અને જ્ઞાતિબંધુઓને વાસ્તે. મૂલ્ય રૂા ૧-૦-૦ (કચ્છી) કોરી ૪ ચાર

૨. શ્રી તુલસી વિવાહ અને આણાના લગ્નમાં ગવાનાં માંગલિક ગીતો આ પુસ્તક વિષે મે. ના રા વિઠ્ઠલજીભાઈ કેશવજીભાઈ દવે, શ્રી કચ્છ પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે તેમજ બીજા અમલદારોએ ગીતોની પસંદગી માટે અભિપ્રાય આપેલ છે. મૂલ્ય રૂા ૦-૮-૦ (કચ્છી) કોરી ૨ બે

૩ શ્રી કચ્છી ભાષા શીખનારાઓને ગુજરાતીમાં ભોમીઓ કિંમત રૂા ૦-૮-૦ (કચ્છી) કોરી ૨) બે

૪ જ્ઞાનબાજી—આ બાજી કોડીઓ તથા પાસાથી રમાય છે અને નવી સમજણ પણ આપતી છે મૂલ્ય રૂા ૦-૩-૦ (કચ્છી) કોરી પોણી

સુચના—દશ નકલ સામટી ખરીદનારને એક નકલ ભેટ અને તેથી વધારે મંગાવનારને નકરૂં કમિશન આપવામાં આવશે અને વી પી પોસ્ટેજ ખર્ચ જુદું સમજવું.

પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર—નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા.

ઠેકાણું—કચ્છ ભુજનગર નવી ઘોડાર પાસે.